# કાવ્યપરિચય

ભાગ ૨

સંપાદક:
રામનારાયણ વિ૦ પાઠક
નગીનદાસ ના૦ પારેખ



ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

કિં. રૂ.૦-૧૦-૦ સં. ૧૯૮૪

# પ્રસ્તાવના

આ સંગ્રહ બે ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે. પહેલો ભાગ વિનય મંદિરના બીજા અને ત્રીજા ધોરણ માટે અને બીજો ભાગ ચોથા અને પાંચમા ધોરણ માટે યોજ્યો છે. આ પહેલા બહાર પડેલું 'રાયણ' વિનય મંદિરના પહેલા ધોરણમાં ચલાવાય છે અને 'ચણીબોર' તેથી નીચેની કોટિ માટે છે. વિનય મંદિરના છઠ્ઠા ધોરણમાં અને તેથી આગળ એટલે મહાવિદ્યાલયમાં 'કાવ્યસમુચ્ચય' ભાગ ૧ લો અને ૨ જો ચાલે છે. એટલે વિનય મંદિરથી સ્નાતક સુધીના અભ્યાસક્રમની વચલી બે કડીઓ પૂરવા આ કાવ્ય પરિચય તૈયાર કર્યો છે.

'કાવ્યસમુચ્ચય'માં માત્ર આધુનિક કવિઓનાં જ કાવ્યો છે. તેનું કારણ એ છે કે વિદ્યાપીઠ અભ્યાસક્રમમાં 'કાવ્યસમુચ્ચય'ની સાથે પ્રાચીન કવિઓનાં લાંબાં કાવ્યો ચલાવાય છે. નીચલાં ધોરણોમાં પ્રાચીન કાવ્યો વધારે લાંબાં પડે માટે ઉપરની યોજનાને ધ્યાનમાં રાખી આ સંગ્રહોમાં પ્રાચીન અને અર્વાચીન બન્ને કવિઓનાં કાવ્યો લીધાં છે. બધા કવિઓની સાલની ખાત્રી કરી શકયા નથી પણ કાવ્યો બને ત્યાં સુધી કવિવાર ઐતિહાસિક ક્રમે મૂકયાં છે.

કાવ્યો પસંદ કરવામાં, આ ભૂમિકામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને રસ પડે, તેમની રસવૃત્તિ ઘડાય, કેળવાય, સર્વતોમુખી

અને પરિશુદ્ધ થાય એ દૃષ્ટિ રાખી છે. આ ઉંમરે વિદ્યાર્થીએ જે જે કવિઓનો અને જે જે કાવ્યોનો પરિચય કરી લેવો જોઇએ એમ અમને લાગ્યું તે તે કવિઓ અને તે તે કાવ્યો આમાં મૂક્યાં છે. વિદ્યાર્થીની નવી નવી ઉઘડેલી જિજ્ઞાસા તૃપ્ત થતાં કંઈક વધે એટલી સામગ્રી આમાં મૂકી છે. તેમ કરતાં આ પહેલાં બહાર પડેલા સંગ્રહોમાંનાં—ખાસ કરીને 'કાવ્યસમુચ્ચય'નાં—કેટલાંક કાવ્યો અમારે આ સંગ્રહમાં લેવાં પડ્યાં છે. બાકી બને ત્યાં સુધી આ એક જ શ્રેણીના સંગ્રહોમાં કાવ્યો બેવડાય નહિ તેની સંભાળ લીધી છે.

ઉપરના પ્રયોજનથી અંકિત થયેલા ક્ષેત્રમાં અમે દરેક કવિનાં લાક્ષણિક કાવ્યો લીધાં છે. તે ઉપરાંત સરખા વિચાર, શૈલી કે ભાવની તુલનાથી કાવ્યો અભ્યાસને ઉપકારક થાય તેની શરત રાખી છે.

આમ કરવા માટે, અમે આખ્યાન કવિઓનો પરિચય આપવા લાંબાં કાવ્યો લીધાં છે. નરસિંહ મહેતા મુખ્યત્વે આખ્યાન કવિ નથી, ભક્તકવિ છે, ભક્તિનાં ઊર્મિ કાવ્યો તેનાં ઉત્તમ છે: માટે તેનાં તેવાં કાવ્યો લઈ સંતોષ માન્યો છે. પણ પ્રેમાનન્દનાં જો કે કેટલાંક કરુણ કાવ્યો ટૂંકાં છે પણ તે વિશેષ રીતે આખ્યાન કવિ છે માટે તેની આખ્યાન પદ્ધતિનો પરિચય આપવા લાંબા ઉતારા લીધા છે. સામળમાંથી ઉખાણા બોધના છપ્પા વગેરે જ માત્ર ઘણે ભાગે આવા સંગ્રહોમાં આવે છે, પણ તે મુખ્યત્વે વાર્તાકવિ છે; માટે તેની બે નાની વાર્તાઓ લીધી છે. બોધ, ઉખાણા વગેરેને તેની વાર્તાઓ સાથે કેવો સંબંધ છે તે આથી જ સમજાય. અખાનાં અંગોમાંથી એકાદ અંગ ઘણે ભાગે આવા સંગ્રહોમાં લેવાય છે. પણ અખાના ગમે તે અંગમાં પણ તેના વેદાન્તના વિચારો આવ્યા વિના રહેતા નથી જે આ કોટિના વિદ્યાર્થીઓ માટે ઘણા અઘરા ગણાય. માટે અખાનાં બધાં

અંગોમાંથી છૂટક છપ્પાની પસંદગી કરી છે. ઘણે ભાગે અખાનો એક વિચાર એક છપ્પામાં પૂરો થાય છે એટલે કાવ્યની અપેક્ષાને તેથી હાનિ નહિ થાય. તેમ છતાં તેની ઉક્તિઓ એવી વક્ર છે કે શિક્ષકે તે સંબંધી ઘણું કહેવું પડશે. આપણા ઇતિહાસના કોઈ કોઇ બનાવો કે આપણી પરિસ્થિતિ ઉપરની ટીકાનાં કાવ્યો પણ લીધાં છે. તેનો અર્થ એવો નથી કે તે ટીકા સર્વાંશે સાચી જ છે. કુશળ શિક્ષક તે પરિસ્થિતિ તેના અંગની ટીકા અને તે ઉપરાંત તે ટીકાની પણ ટીકા પોતાની મેળે કરી લેશે.

લોકસાહિત્ય આપણા સાહિત્યનો એક અગત્યનો ભાગ છે. માટે બન્ને ભાગોમાં ઉપલબ્ધ સાહિત્યમાંથી થોડું થોડું મૂક્યું છે.

આ પ્રાચીન સાહિત્યમાં એક બે જગાએ પંક્તિઓ ખૂટે છે. ઘણી જગાએ શબ્દોનો અને પંક્તિઓનો અર્થ અસ્ફુટ છે—કેટલીક જગાએ પાઠદોષથી કદાચ એમ થતું હશે—છતાં આવાં સ્થાનો રહેવા દીધાં છે. શિક્ષક પોતે આ જગાએ પાઠ સુધારવાનો પ્રયત્ન કરી પાઠ સુધરાવે તો ઘણું સારૂં. પણ એમ ન થાય અને અર્થ બેસારવાનો પ્રયત્ન કર્યા છતાં ન બેસે, તો તેમાં કશી હાનિ નથી. શિક્ષકે તે જગાએ આપણા સાહિત્યની ન્યૂનતાઓ—સંસ્કારિત આવૃત્તિઓનો અભાવ, પાઠદોષો, કોશોની અપૂર્ણતા, શાસ્ત્રીય વ્યાકરણની ખોટ, વગેરે સર્વ સમજાવવું. આપણા સાહિત્યની જે ન્યૂનતાઓ જ છે તે વિદ્યાર્થી અત્યારથી જાણે તેમાં કશું જ ખોટું નથી.

અભ્યાસની આ કોટિએ વિદ્યાર્થીઓનું માનસ, આત્મલક્ષી કરતાં પરલક્ષી કાવ્યને વધારે અનુકૂળ હોય છે. છતાં ઉપલબ્ધ સંગ્રહોનો મોટો ભાગ આત્મલક્ષી કાવ્યોનો હોય છે. ગૂજરાતી ભાષાના સાદ્યન્ત અભ્યાસનો સળંગ અભ્યાસક્રમ નહિ હોવાથી, અને તેના અભ્યાસ તરફ જોઇયે તેટલું ધ્યાન નહિ અપાવાથી પરલક્ષી કાવ્યોનો અભ્યાસ ઘણે અંશે અધૂરો રહી જાય છે.

સામાન્ય રીતે પણ આપણા જુવાનોનાં હૃદયો લાગણીના અતિરેકવાળાં કાવ્યોમાં જ રાચે છે. કાવ્યોમાં રહેલી વિચારની ગહનતા કે વસ્તુની વાસ્તવિકતાને સમજી તેમાં રસ લઈ શકે તેટલી હૃદય—બુદ્ધિની તાલિમ તેમનામાં નથી હોતી. એ સર્વ ન્યૂનતાઓ ધ્યાનમાં રાખી આ સંગ્રહમાં પરલક્ષી કાવ્યો તરફ અમે કંઇક પક્ષપાત રાખેલો છે. આ ભૂમિકાએ એ કાવ્યોની રસવૃત્તિનાં બીજ નંખાઇ જવાં જોઇએ એમ અમે માનીએ છીએ.

આધુનિક કવિઓનાં કાવ્યો પણ અમે ઉપરના જ સિદ્ધાન્તોને અનુસરીને પસંદ કર્યાં છે. સામાન્ય રીતે સંગ્રહોમાં છેલ્લાં થોડાં વરસના લેખકોનાં કાવ્યો છોડી દેવાય છે પણ અમે ઠેઠ ગઈ કાલ સુધીનાં કાવ્યો લીધાં છે. એટલા માટે કે કાવ્યની નવી દિશાઓ વિદ્યાર્થીઓ જોઇ શકે. આ સંગ્રહ વિદ્યાર્થીઓને માટે કર્યો છે પણ ગૂજરાતીનો ખાસ ઊંચો અભ્યાસ ન કર્યો હોય એવા મધ્યમ વર્ગને પણ આ રસિક લાગશે. શિક્ષક વિનાના, અને ખાનગી અભ્યાસમાં પણ આ ઉપકારક થશે.

કાવ્યના અભ્યાસ માટે નોંધો કે ટિપ્પણ કશું નથી આપ્યું. ઘણી નોંધોથી વિદ્યાર્થીઓને પાંગળા કરી નાંખવા, અને પોતાને કશું નવું કહેવાનું ન રહે એવી શિક્ષકની સ્થિતિ કરી મૂકવી તે કરતાં આ સારૂં છે. પણ ટુંકી સૂચક ટિપ્પણી આપી શકયા હોત તો સારૂં. પણ અમારે પરિસ્થિતિની અને સમયની અમુક મર્યાદામાં રહી કામ કરવાનું હતું તેથી તે નથી બની શક્યું. એ મર્યાદાથી બીજી પણ કેટલીક અપૂર્ણતાઓ રહેવા પામી છે તે માટે વાચકવર્ગની ક્ષમા યાચીએ છીએ.

જે જે લેખકોએ પોતાનાં કાવ્યો લેવા સંમતિ આપી છે તેમનો અમે ઉપકાર માનીએ છીએ.

જેઠ વદ ૫, સં. ૧૯૮૪
અમદાવાદ.

**રામનારાયણ વિ. પાઠક**
**નગીનદાસ ના. પારેખ**

# અનુક્રમણી

# નરસિંહ મ્હેતો

## ૧

પ્રાતઃ સમે સુર ઉગ્યા પહેલાં, જોરે રસના મુખ રામ કહે;
હાંરે હાંરે કૃષ્ણને તું ભજ નામે, જગમાં તારૂં નામ રહે. પ્રાતઃ

રામ નામનો મહિમા મ્હોટો, શિવ સનકાદિક ધ્યાન ધરે;
મેરુ થકી મ્હોટું હોય પ્રાયશ્ચિત, નારાયણના નામે તરે. પ્રાતઃ

કેસરી ઘૂરે જ્યમ મૃગજ ત્રાસે, રવિ ઉગે જ્યમ તિમિર ટળે;
પૂરણ બ્રહ્મ અકળ અવિનાશી, કુબુદ્ધિના તાપ તરત હરે. પ્રાતઃ

કોટિ કલ્યાણ ફળ ઉદય ભાણે, પાપ બાપડું ક્યાંરે રહે;
અધમ નીર ગંગામાં ભળ્યું ત્યારે, ગંગા સરખું થઇને વહે. પ્રાતઃ

એ રસને શુકદેવજી જાણે, કોઇક વિરલા સંત લહે;
ભણે નરસૈંયો તમે પ્રભુ ભજી લો, આવાગમનનો ફેરો ટળે. પ્રાતઃ

## ૨

ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાંહી રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહી રે. ભૂતળ.

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમાર રે. ભૂતળ.

ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિન્દના ગુણ ગાયા રે;
ધન ધનરે એના માત પિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂતળ.

ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસી રે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયેરે ઉભી, મુક્ત છે એમની દાસી રે. ભૂતળ.

એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે. ભૂતળ.

## ૩

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપ અનંત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ૧

પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થૈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,શિવ થકી જીવ થયો એજ આશે. ૨

વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ નહોયે.
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. ૩

ગ્રંથ ગડબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન વચન કર્મથી આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે. ૪

વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. ૫

## ૪

અલ્યા નામ પામ્યો, પણ રામને નવ લહ્યા, વૈષ્ણવ પદ કેરૂં બિરદ ઝાલે;
પુત્ર વિના જેમ ઘર મધ્યે પારણું, વર વિના તે જેમ જાન મહાલે. ૧
વ્યાધિની વેદના, વિશ્વની ના ટળે, હાલો ગગનમાં મેઘ ગાજે;
હરિને જાણ્યા વિના, હરિ કેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાગે. ૨
તું એમ જાણે જે, હરિજન હું થયો, વિષ્ણુપદ ગાઇ થયો ભક્ત ભવમાં;
કરણી તો કાગની, હોડ કરે હંસની, હંસને તો હસી કાઢે જવમાં. ૩
પિંડમાં પ્રભુ પણ, પ્રગટ પેખે નહીં, ફોકટ ભમે તે દૂર ભાળે;
અગણિત બ્રહ્મનું, ગણિત લેખું કરે, દુષ્ટ ભાવે કરી માળ ઝાલે. ૪
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે;
દાસ નરસૈંયો કહે, તેને ચરણે નમું, જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે. ૫

## ૫

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોએ, મન અભિમાન ન આણે રે. ૧
સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. ૨
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. ૩
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. ૪
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે. ૫

૬

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ; ઘડપણ૦

ઉમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઇ રે, અંગે ઉજળા થયા છે કેશ. ઘડપણ૦

નહોતું જોઇતું ને શીદ આવિયું રે, નહોતી જોઇ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડપણ૦

નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઇએ રાબડી રે, એવી બળીરે ઘડપણની ટેવ. ઘડપણ૦

પ્રાતઃકાળે પ્રાણ માહરા રે, અન્ન વિના અકળાય;
ઘરના કહે મરતો નથી રે, તને બેઠાં રહેતાં શું થાય. ઘડપણ૦

દીકરા તો જૂજવા થયા રે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઈ લઇ ગયા રે, હવે ઘડપણના શા રે હાલ. ઘડપણ૦

નવ નાડો જૂજવી પડીને, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ૮૮૮૮ કરે રે, નાનાં બાળક દે છે ગાળ. ઘડપણ૦

અંતકાળે વળી આવિયા રે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી વાંસળીરે, પછી છોડીને આપી બા'ર. ઘડપણ૦

એવું સાંભળી પ્રભુ ભજો રે, સાંભરજો જગનાથ;
પરઉપકાર કીધે પામશોરે, ગુણ ગાય નરસૈંયો દાસ. ઘડપણ૦

# મીરાંબાઈ

૧

નહિ રે વિસારૂં હરિ, અંતરમાંથી નહિ રે. ધ્રુ૦
જલ જમુનાનાં પાણી રે જાતાં, શિર પર મટકી ધરી.
આવતાં ને જાતાં મારગ વચ્ચે અમૂલખ વસ્તુ જડી.
આવતાં ને જાતાં વૃન્દા રે વનમાં ચરણ તમારે પડી.
પીળાં પીતામ્બર જરકશી જામા, કેસર આડ કરી.
મોર મુગટ ને કાને રે કુંડલ, મુખ પર મોરલી ધરી.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વિઠ્ઠલવરને વરી.

૨

જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું,
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું. ધ્રુ૦
આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે,
પડી ગયા દાંત માંયલી રેખું તો રયું. મારો૦
તારે ને મારે હંસા, પ્રીત્યું બંધાણી રે,
ઉડી ગયો હંસ પિંજર પડી તો રહ્યું. મારો૦
બાઈ મીરાં કહે છે પ્રભુ, ગિરિધરના ગુણ,
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં. મારો૦

૩

બંસીબારો આયો મ્હારે દેસ થાઁરી સાઁવરી સૂરત બાલી બૈસ.
આઉં જાઉં કર ગયા સાઁવરા કર ગયા કોલ અનેક;
ગિણતે ગિણતે ઘિસ ગઇ ઉંગલી, ઘિસ ગઇ ઉંગલી કી રેખ.
મૈં બૈરાગિણી આદિકી થાઁરે મ્હારે કદકો સનેસ;
બિન પાણી બિન સાબુન સાઁવરા હુઇ ગઈ ધૂઇ સપેદ.

## ભાલણ

### ૧

### દ્રૌપદીની ફરિયાદ

હરજી, સાંભળોરે દ્રૌપદી બોલે વાણ—

હસ્તિનાપુર તહમો જાઓ છો, વાહાલા વિષ્ટિ કરવા રે;
પિયુડા માહારા કાયર થઇને, હીંડે છે ઉગરવા રે. હરજી૦
દેશ આપશે, ધન આપશે, પાંચે સુખીઆ થાશે રે;
પણ હૈયે હોળી લાગી છે મારે, તે કહો કેમ હોલવાશે રે. હરજી૦
દુઃશાસને ચીર તાણીઆં, ને કર્ણ કહણ બહુ ભાખે રે;
એ બળતું તે કયમ હોલાશે, સઘળા માર્યા પાખે રે. હરજી૦
માહારા સમ જો મેળ કરો તહગો, માગું છું દેવ મોરારી રે;
એ કામ જો કરવું હોય તો, મુજને જાજો મારી રે. હરજી૦
ક્ષત્રી કોએ કાયર નો હોએ, તે માટે હું માગું રે;
યુધિષ્ટિર બ્રાહ્મણ થયા એ તો, થડ થયું વાંકું રે. હરજી૦
બાપ ભાઇ માહારા બલીઆ છે, તે આગળ થઇને વઢશે રે;
એમ કરતાં જીતશે તો, જશ તહમને ચઢશે રે. હરજી૦
જેણે પહેરી કાંચળી, ધનુષ બાણ તે મેહેલી રે;
તેહેની આશા શી કરો, વાત કહૂં છું રેલી રે. હરજી૦
મેળ કરીને તમે આવશો, તો છાંડીશ પ્રાણ રે;
દુર્યોધન જીવે જીવું તો, તહમારા ચર્ણની આણ રે. હરજી૦

સભામાં સહુ દેખતાં હું, ગાઢે સાદે રોઈ રે;
વીર કહાવીને પાંચે બેઠા, તેહવારે સામું જોઇ રે. હરજી૦
માત તેની વાંઝણી જે, વીરવ્રત ન પાળે રે;
પરણી હોયે નાર તેહનું, દુઃખડું તો નવ ટાળે રે. હરજી૦
કેશવજી હું શું કરૂં, પ્રીત પાંચશું માંડી રે;
ઓઢું જોતાં માહારૂં, સુએ સુએ છે રાંડી રે. હરજી૦
વિષ્ટિ કરવા મોકલે છે, શામસુંદર તહમને રે;
એવા જો નિર્બળ હુતા તો, શાહાંને પરણ્યા મુજને રે. હરજી૦
રાજ્યનું કશું છે નહિ, અહમારે કાંઈ કામ રે;
ત્યાગ કરજો જ્યમ રાવણનું, કર્યું ભાલણ પ્રભુ શ્રીરામે રે. હરજી૦

## ૨

## દમયન્તીનો સ્વયંવર

બૃહદશ્વ ઋષિ એમ બોલિયા, સુણો રાય રે,
શુભ લગ્ન મુહૂર્ત, કરી રચનાય રે.
મોકલ્યાં આમંત્રણ જાણ, તેડયા રાય રે;
કામવાસનાવાળા સર્વ, સજ્જ સહુ થાય રે.
દમયંતીને વરવા તણી, છે મન ઇચ્છાય રે;
પુષ્પસાર માળા પેરી, મણિ જડિત કુંડળ શોભાય રે.
આમંત્રણ સુણી આવિયા, જ્યાં મંડપની રચનાય રે;
સ્થંભ સુવર્ણના મનોહર, મણિ તોરણ શોભાય રે.
પર્વત કેરા વિવર માંહે, પેસે જિમ વનરાય રે;
મંડપ માંહે પેઠા સર્વે, વરવાને કન્યાય રે.
કન્યા વરવા પેઠા સર્વે, નળને વળી પંચદેવ;
અદ્‌ભુત શોભા થઇ રહી, દેવ થંભ્યા તત્‌ખેવ.
વિધ વિધ આસન ગોઠવ્યાં; બાજઠનો નહિ પાર;
તે ઉપર જઇ બેઠા ઘણા, કરે સારાસાર વિચાર.

પરિઘ સરખા પુષ્ટ છે, પંચ ફણાળા મુકટ;
આકૃતિ હસ્તની છે મનોહર, મનમાં ઘણો છે દર્પ.
કેશાગ્ર શોભે શરાગ્ર ત્યાંહી, નાસિકા કીર જાણ;
નેત્ર પંકજ મનોહર ભ્રકુટી, તણાં શા હોય વખાણ.
આકાશમાં નક્ષત્ર શોભે, તેવા શોભે રાય,
દમયંતી ત્યાં સજ થઇ, સભા માંહે જાય.
સ્વરૂપ શોભા અતિ ભલી, તેણે મોહ્યાં સૈના મન;
જોનાર સહુ મનમાં ધરે, નારી મળે શુભ જીવન.
કાંઇક લીયે આખડી, જો મળે દમયંતી નાર;
અખંડ આરાધું શિવને, કરે કંઇકિ શક્તિ વિચાર.
કો વિષ્ણુની આરાધના, મન માંહે કરે બહુ;
કો કાલિકા અંબા આરાધે, વરવા ઇચ્છે દમયંતી સહુ.
એવી અલૌકિક નારીએ, કર્યો મંડપ પ્રવેશ;
દષ્ટિ સંમીલન થઇ, થયો ઘણો ઉજેશ.
તૃપ્તિ થાય ન કોઇને, નર નામધારી જે;
દમયંતીને નિરખતા, ઢળ્યા નૃપતિ પૃથ્વીએ.
દમયંતીએ નિરખિયા, પંચાકૃતિ નળ એક;
વારંવાર આવલોકિયું, નવ રૂપમાં મીનમેખ.
નળરાય ન ઓળખ્યો, નારી પામી દુઃખ;
નળતણું ચિંતવન કરે, દેવ પમાડો સુખ.
દેવ નળ હું કિમ લહું, એમ કરે તર્ક અપાર;
ચિંતવન કરતી ચતુરા વળી, ગ્રહે ન સાચો સાર.
વૃદ્ધ સાધુ મુનિથકી, સુણ્યાં સુર નરનાં ચિન્હ;
પંચમાં તે નવ જણાયે, નવ જણાયે કોઇ ભિન્ન.
વારંવાર નિશ્વાસ મૂકી, કર્યો ઘણો વિચાર;
શરણ જાવું દેવને ધરી, કર્યો છે નમસ્કાર.
થર થર કંપે કામિની, દીન સ્વરે બોલી બાળ;

હે દેવના સહુ દેવ આવ્યા, દેખાડો નળ ભૂપાળ.
હંસપક્ષીએ જે કહ્યો, હું વરી નળ નિઃસંદેહ;
મન વાણીથી ન અન્ય ઇચ્છું, સત્ય કહો મનિસા જેહ.
સ્વયંવરનું વ્રત કીધું, પામવા નળ ભૂપ;
પૂજન કરી હું દેવ પ્રણમું, પ્રસન્ન થાઓ અનુપ.
વ્રત કેરી પ્રાપ્તિમાં, આપો નળ નરેશ;
નળ રાયને હું ઓળખું, એમ કરો સર્વેશ.
સ્વરૂપ ગ્રહો સ્વય સ્વયતણાં, તો થાય મન પ્રસન્ન;
બૃહદશ્વ મુનિ ઉચરે ઇમ, સુણો ધર્મરાજન.
દીનવાણી સુણી દેવ, થયા મન રળિયાત;
શાસ્ત્રમાં જે વિધ કહ્યાં, તે રૂપ ધર્યા સાક્ષાત.
પ્રસ્વેદ નહિ અંગે વસે, નહિ મિષોન્મિષ નેત્ર;
કરમાઇ નહિ માળા ધરી, પ્રફુલ્લિત સુક્ષેત્ર.
નીરજ શરીર નિર્ઝર તણું, પૃથ્વીથી ઉંચા જાણ;
દેવ એવા નરખિયા, કરૂં નળ તણું વિખાણ.
દેહ કેરી છાંય પડતી, કરમાયા પુષ્પની માળ;
રજ સંયુકતે અંગ શોભે, જોઈ હરખી બાળ.
નેત્ર મિષોન્મિષ થતાં, પ્રસ્વેદ કણ મૌકિતક;
મનહરણ જોયો ભૂપતિ,નળ શોભે સહસ્રાક્ષ સૌઉકિતક.
દેવ ને નળરાય નિરખી, થઈ વરવા સજ;
ઉત્તરીય સાંધ્યું નળ તણું, જેમ વર કરિણીએ વર ગજ.
કંઠમાં વરમાળ અર્પી, સ્વામી કીધો જાણ;
હાહાકાર ત્યાંહિ થયો, વાગ્યાં અન્ય નૃપને બાણ.
ઋષિવર આનંદ પામિયા, સાધુ હરખ્યા ત્યાંહી;
સારૂં સારૂં મુખ વદે, ક્ષીરનીર મળિયાં આંહી.
ભીમ નૃપ આનંદ પામિયો, સંજોગ સારો જાણી;
ભાલણ પ્રભુ રઘુનાથના, શું શું કહું વખાણી.

### ૩

માતાને મોહન ધાવે, અતીશે લાગે મીઠું રે;
ચુલે પય ઉભરાવા લાગ્યું, યશોદાએ તે દીઠું રે. માતાને૦
અધ ધાવતો મૂક્યો અવની, જનની વેગે ચાલી રે;
આંખે અતિ ખરતાં આંસુ, હરજીએ છેડલે ઝાલીરે. માતાને૦
અતિ આકળી થઈ નીસરી, બળ કરી વછોડી રે;
ડંસ લેઇ ગોવિંદે તે વારે, મહીની ગોળી ફોડી રે. માતાને૦
પૂર નદીની પેરે ચાલે, હરજી સુખે માખણ ખાય રે;
ઊતારીને આવે જેટલે, તેટલે કૌતુક દીઠું માયરે. માતાને૦
બાળક માંકલડાંને ખવરાવે, નાચે પ્રેમે મુદિત થાય રે;
જનનીને આવતી જાણી, ભયભીત થઈ નાસી જાય રે. માતાને૦
કામિની કર માંહે લઇ, ચીમટા પુંઠે થાય રે;
સાસ ભરાયે ભાલણ પ્રભુ, લીલા બ્રહ્માદિક ગાયરે. માતાને૦

### ૪

આજ રૂડો દહાડો, રંગીલા રામે લીધો આડો. ટેક.
આડો કરે છે અતિ ઘણો, ને પછાડે બે પાગ;
આકાશને ઉતરડી જનની, આદિત મુજને આપ.
દિનકરથી આ દેહ તમારો, મહા મોહોટો સંબંધ;
સમજાવ્યો સમજે નહિ, અર્ભક વસમાં કરતો ધંધ.
દશરથ દહાડી દુઃખ ધરતા, જે બાળ વિના બલ્યું રાજ;
આજ તો ભૂપતિ અતિ અકળાણા, માતા આવ્યાં વાજ.
હિરલા કેરી ગુંથી ઉદાણી, મણિ મુકતા ચોપાસ;
કૌશલ્યાએ કરમાં આલી, હરિને આવ્યું હાસ.
આડો જોવા આદિત થંભ્યા, વિસ્મે પામ્યા સુર;
ભાલણ પ્રભુ રઘુનાથ ભરાણા, બ્રહ્માંડે ભરપુર,

૫

નાવિક વળતો બોલીઓ, સાંભળો માહારા સ્વાંમ;
સાથ સહુ કો નાવે બેસો, નહિ બેસારૂં રામ.
વાર્તા મેં સાંભળી છે, ચરણ રેણુની અપાર;
અહલ્યા તાં થઇ સ્ત્રી સહી, પાષાણ ફીટી નાર.
આજીવિકા માહારી એહ છે, જુઓ મન વિવેક;
સ્ત્રી થાતાં વાર ન લાગે, કાષ્ટ પાષાણ એક.
આજીવિકા ભાગે માહારી, આગે એક સ્ત્રી છે ઘેર;
બે મળીને શું જમે? શી કરૂં તાં પેર?
ઋશી વિશ્વામિત્ર બોલિયા, ચરણ રેણે સ્ત્રી થાય;
તે માટે ગંગાજળ લેઇને પખાલો હરિ પાય.
ઋશીને હરિ હેઠા બેઠા, રામ અશરણ શર્ણ;
નાવિકે ગંગાજળ લઇને, પખાલ્યા તાં ચર્ણ.

૬

ગોકુળિયે પધારો રે મારા નંદજી રે, જસોદાજી જોશે વાટ રે;
ટળવળશે મારી માવડીરે, દુઃખ ધરશે મુજ માટ રે. ગો૦
કોમળ તે હૈડું તેહનું રે, જાણીએ તે નવનીત રે;
ક્ષણ વાર હે સહે નહિ રે; ધરથી વાધી પ્રીત રે. ગો૦
મુગટ તે મયુર પુચ્છનો રે, આપ્યો છે આઇજીને હાથ રે;
રૂડી પેરે રાખજો રે, જેમ નીરધનને આથ રે. ગો૦
કણ્ટે મેં પરોવિયો રે, ગુંજા કેરો હાર રે;
યત્ને તે જાળવજો ઘણું રે, વાંસલડી તે પ્રાણાધાર રે. ગો૦
લાખી રંગની ઓઢણી રે, લોબડી તે લલીત શું અંગ રે;
તેને મોંખીક રખે લાગતા રે, કોમળ લાગે અંગ રે. ગો૦
કમળ વરણું મોળિયું રે, તે હું બાંધતો શીશ રે;
સાથે તે લાવ્યો નથી રે, જાણ્યું જે કરશો રીસ રે. ગો૦

શીરૂં સ્વહસ્તે મેં ગુંથીયું રે, પાટતણું પચરંગ રે;
તેહ રખે વળી વિણસતું રે, લીધું નહિ મેં સંગ રે. ગો૦
વાંસુલીડી જે વારે જડી રે, સુંદીર મારૂં શૃંગ રે;
રખે હરે તે ગોવાળીયા રે, વાળી છે તાન તુરંગ રે. ગો૦
ગાય ચારીને મેં સાચવી રે, રખે તે દુબળી થાય રે;
દુધ જેનું મુને ભાવતું રે, પ્રેમે તે પાતી મારી માય રે. ગો૦
આઇજીને કહેજો એટલું રે, તમ કને મારા પ્રાણ રે;
એવું કો વહાલું નથી રે, સાચી કહું છું વાણ રે. ખો૦
મારે અહીં રહેવું નથી રે, વહાલું વૃંદાવન રે;
ચાર દહાડા રહી આવશું રે, સહુનું મનાવી મન રે. ગો૦
વેગે હવે તમે સંચોરો રે, લ્યોને સઘળો સાથ રે;
તમથી હું અળગો નથી રે, કહે ભાલણ પ્રભુ રઘુનાથ રે. ગો૦

૭

મથુરામાં એક આહીરડી, મહી વેચવા આવીજી;
દેવકીએ તે નયણે દીઠી, પ્રેમ કરી બોલાવી;
આવો ગોવાળણી, દુધ દહી આજ આલો ગોવાલણી. ટેક૦
મટકી ઉતારી માથથી, આપ્યું ત્યાં આસંનજી;
કુશળ પુછવા કુંવરનું તેમને કહે વચંન. આવો૦
નંદરાયજી શું કરે છે, તેહને શું સંતાનજી;
કહેવાં છે તેનાં કામિની, સુખતણું નીધાન. આવો૦
સંતતિ વિણ જીવવું કશું, મનુષ્યનો અવતારજી;
અમ સરખું કોને ન હશો, વેરીડાને સંસાર. આવો૦
વૃજમાં રીદ્ધિ કેવી છે, કેવા સુખીઆ લોકજી;
જણે ને જીવે નહિ તેનો ક્ષણું ક્ષણું શો શોક. આવો૦
વળતી સનમુખ થઇને શ્યામા, અમૃત વાણી બોલીજી;
નંદજીને એક કુંવર છે, એનો ચૌદ ભુવન નહિ તોલી—
સાંભળો માતા દેવકી.

ગોરાને શું કીજીએ, વર એ છે સામળીઓજી;
બ્રહ્મા હર ઇંદ્રાદિક આવે, તોયે ન જાએ કળીઓ. સાંભ૦

બહુ સોહે અમૃત ભરી, આંખડલી અણીઆળીજી;
કીકી અતિ જોતાં હસે, અધરજશ પરવારી. સાંભ૦

નહાનો પણ પ્રાક્રમે મોટો, જેણે દમીઓ કાલીજી;
ગોવરધન ગિરી અંગુલી ધરે, ઇંદ્રતણો ભય ટાલી. સાંભ૦

જશોદાજી હુલામણે, તેનું નામ કહે છે કહાનજી;
કૃષ્ણ દામોદર કો કહે કેશવ, ગિરધર કો ભગવાન. સાંભ૦

વૃંદાવન માંહે રહે તે, લે છે મહીનું દાણજી;
હા ના તેને કોણ કહે જે, સોંપ્યાં તન મન પ્રાણ. સાંભ૦

કંસ ભોએ બીહે નહિ, જદપી છે તે બાળજી;
મોટમ જોતાં મનતણી, જાણીએ કાળનો કાળ. સાંભ૦

વન માંહે વાંસલડી વાએ, અમૃતપે અતિ મીઠીજી;
એહને વશ આવે નહિ તેવી, સતી કો ન દીઠી. સાંભ૦

નર એવો કો હવો નથી, નથી ત્રીલોકની માયેજી;
જેણે એને દીઠો નહિ, તેનાં નયણાં એળે જાયે. સાંભ૦

ધીક એ મધુપુરના વારી, જેનું મુખ નવ નિહાળેજી;
કરૂણાનિધ કટાક્ષ કરીને, ભવના પાતિક ટાળે. સાંભ૦

ગુણનો પાર આવે નહિ તો, કેટલું એક વખાણુંજી;
ક્ષણું એક અળગાં થઇએ નહિ, હું એવું મનમાં જાણું. સાંભ૦

વાત સાંભળી સુત તણી, નયણે તે ચાલ્યાં નીરજી;
આહીરડી તે એમ કહી, થઇ રોમાંચિત શરીર. આવો૦

ધન તે માત જશોમતી, જેણીએ ધવરાવ્યોજી;
પુણ્ય પોતે વ્રજવાસીનું, જ્યાંહાં એ રમવા આવ્યો. આવો૦

વાત રહેવા દો એ તણી, કંસરાય સાંભળશેજી;
વેર એ શું આણે છે, તે હૈડાં માંહે બળશે. આવો૰

શું આપું બાઇ તુને, કહી મનોહર વાતજી;
જેહને એવો દીકરો, તે ધન માત ને તાત. આવો૰

જા બાઇ તું મંદીર તારે, ધન્ય જીવ્યું જે જોશોજી;
કોટી જન્મનાં કીધાં કલ્મષ, દરશન કરતાં ધોશો. આવો૰

મારે એવું પુણ્ય કહાંથી, જે હું તેને દેખુંજી;
મન મનોરથ અતિ ઘણાં, કરતાં નાવે લેખું. આવો૰

સંતોષી સ્યામા વળી, ચાલી નિજ વ્યાપારજી;
જાતાં વળતાં આવજો, પુનરપી આણે દ્વાર. આવો૰

માતા આનંદ પામીઆં, સાંભળતાં ગુણગાનજી;
ભાલણ જન એ જાનકીને, કથા કહી હનુમાન. આવો૰

## અખો

જ્ઞાની થૈ કે મારે ગાલ, મુક્ત થઇ વદવાનો ખ્યાલ;
ભક્તિજ્ઞાન ત્યાં હામે હશે, એતો બેઉ લડે છે રસે;
અખા એજ નિષ્કારણ વેર, જેમ ચોટે ભેંશ ને વદવાડ ઘેર.

* * *

જ્ઞાન વિના ભક્તિ તે અશી, ભસ્તે શ્વાને જેમ ઉઠે નશી;
લારે લાર જેમ ચાલે સોર, ત્યાં કોણે દીઠો તો ચોર;
જે જેણે દીઠું સાંભળ્યું, અખા તે તે વળણે વળ્યું.

* * *

ખટ દર્શનના જુજવા મતા, માંહોમાહીં ખાધા ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધકો ગણે;
અખા એજ અંધારો કુવો, ઝઘડો ભાંગી કોઇ ન મુવો.

* * *

ષટ્દર્શન કરતા વિખવાદ, મધ્યે માયા પોષે સ્વાદ;
દાન દયા શ્રીફળ કેતા જાય, મંત્ર જાપ તીરથ મહિમાય;
અખા બાળકની પેરે થયું, બોરાં સાટે ઘરાણું ગયું.

* * *

દર્શન ભેદ દાવા મત ઘણા, ગઢ બાંધી રયા આપ આપણા;
એક એકપે હુંકી રયા, અમે પામ્યા બીજા વેતા ગયા;
અખા નાટકની એવી રીત, મન લાગે છે દ્વૈતાદ્વૈત.

* * *

એક પરમેશ્વરને સઘળા પંથ, એ તો અળગું ચાલ્યું જુથ;
જેમ અગ્નિ અગ્નિને સ્થાનક રયો, અને ધુંવાડો આકાશે ગયો;
અળગો ચાલ્યો તે કયમ મળે, એમ અખા સૌ અવળા વળે.

* * *

ઉંધ્યા બરલે પંડિત કવિ, જે મનની વૃત્ય રહ્યા અનુભવી;
એક એકને બોલ્યું નવ મળે, ખટદર્શન જુજવાં આફળે;
સૌને હું મારાનો થાપ, અખા ન સમજે આપે આપ.

* * *

સૂતર આવે તેમ તૂં રહે, જયમ ત્યમ કરીને હરિને લહે;
વેશ ટેક છે આડી ગલી, પેઠો તે ન સકે નિકળી;
અખા કૃત્યનો ચઢશે કષાય, રખે તૂં કાંઇ કરવા જાય.

* * *

રાજવેષ ધરે નોય રાજ, પંથ રહે કાંઇ ન સરે કાજ;
અંત કારણ એનું કાંઇ નથી, નિરદાવે વર્તે તે યતિ;
સેજમાંય મહાપુરૂષજ રહે, બાહ્યદષ્ટિ અખા વેષને ગ્રહે.

* * *

જયાં જોઇએ ત્યાં કૂડેકૂડ, સામે સામાં બેઠાં ઘૂડ,
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ લઇ ચાંચજ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયાં;
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડ્યો પાણ.

* * *

જો હરિ માર્ગે ચાલે જંત, વેશ અભિમાન શું કાઢ્યા દંત;
જેમ તેમ પંથ કાપ્યાશું કામ, તો આવે હરિરૂપી ગામ;
અખા મોળ્યો પંથે ભમ્યો, વાદ કરતાં આયુ નિર્ગમ્યો.

* * *

વણ સમજે દાવાગિર ઘણા, વેશ વખાણે આપ આપણા;
ટળવું ઘટે ત્યાં સામો થાય, વણ સમજે એમ વાંકો જાય;
પહેર્યો વેશને વાધી ટેક, એમ અખા કેમ થાયે એક.

* * *

આતમ સમજ્યો તે નર જતિ, શું થયું ધોળાં ભગવાં વતી;
બોડે તોડે જોડે વાળ, એતો સર્વ ઉપલ્યો જંજાળ;
પ્રીછીને સંકોડે વ્યાપ, તો અખા રહે આપો આપ.

* * *

કોઇ કહે મોટો શિવદેવ, કોઇ કહે વિષ્ણુ મોટો અહમેવ;
કોઇ કહે આદ્ય ભવાની સદા, બુધકલકીના કરે વાયદા;
જૈન કર્મની સદા દે શાખ, યવન માને કલામે શરીફ;
અખા સૌ બાંધે બાકરી, કોઇ ન જુવે પાછો ફરી.

* * *

અતિ જૂની મહા મોહની જાળ, કંઠે પડ્યાં થયા બહુ કાળ;
અળગાં ઉપાસન અળગા દેવ, કરી હિંમત બાંધે અહમેવ;
અખા એહ મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત.

* * *

અજ્ઞાની ને ઉંટ બચકું, ઝાલ્યું મૂકે નહીં મુખથકું;
અખા અણજાણે પેડું કાન, ચાલ્યો પંથ દરશન ને માન;
કેને કર્તા ન જાણ્યો જડે, વઢે ઢીંકે ને કટારી કડે.

* * *

હું ટાલી અછતો થઇ રહે, હરિપ્રભામાંહે થઇ વહે;
પોતાપણેથી જે નર ટળે, અણ આયાસે હરિમાં ભળે;
અખા વાત સમજી લે વિધ્યે, જાંહાં છે ત્યાં આકાશજ મધ્યે.

*　　*　　*

વાજું હું તમો વજાવણહાર, તે વાજું શાને ધરે અહંકાર;
તે જોતાં સર્વ તમારાં કામ, આ અછતાનું અછતું નામ;
ધનધન વાજું ધણીકર થવે, અખા આસુરીકર તવ અવળું લવે.

*　　*　　*

નથી વાંક વિશ્વંભરતણો, જે કહિયે તે વાંક આપણો;
જેમ કોઇ ભોજન જમાડવા કરે, ત્યાં રીસાણો તે રીસે ફરે;
પૂર્ણાનંદ પીરસનારો રહે, અખા અભાગિયાને કોણ કહે.

*　　*　　*

કાંઇ ન દીસે જીવને હાથ, થઈ બેસે તે સૌનો નાથ;
ધન તન દોલત ઉડી જાય, રહ્યો રૂવે પણ કાંઈ ન થાય;
મરડે મૂછ પણ માંહે કલૈબ્ય, અખા એહનું લક્ષણ જીવ.

*　　*　　*

તરણા ઓથે ડુંગર રહે, એવો ઉખાણો સરવે કહે;
તરણું તે જીવનો અહંકાર, તે પાછળે રહ્યો કરતાર;
અખા અહંકાર વધાર્યો ગમે, તે માટે જીવ ભવમાં ભમે.

*　　*　　*

જન કોઇ ભૂખ્યો ઉંઘી ગયો, કરે આહાર સ્વપ્નવશ થયો;
ભક્ષ કરે પણ માંહે ભૂખ, ઠાલીની ઠાલી રહે કુખ;
તેમ અખા સઘળો સંસાર, ત્રિગુણ ભોગનો કરતો આહાર.

*　　*　　*

સુખિયા દુખિયા દીસે બહુ, પણ માયાના કીધા છે સહુ;
સુખિયા પલમાં દુખિયા થાય, ધન તન લજ્જા ફીટી જાય;
રંક હોય તે થાયે રાય, અખા એહ માયા મહિમાય.

*　　*　　*

પલકે રિધ્ધ સિધ્ધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી;
જેમ વરઘોડે મળી બહુ વના, પલક રહીને થાયે ફના;
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત.

* * *

ઘોડાપુર આવે જેમ નદી, ક્ષણમાં સંપત્તિ દીસે વધી;
પળમાં તેનો થાયે વરો, જેવો છાશ તણો આફરો;
એમ સંસાર આવે ને જાય, અખા તેહને ક્યાં પ્રત્યવાય.

* * *

શબ્દજાળ માયાનું કુડ, ત્યાં નરપશુ પડે મતિમૂઢ;
શણગારી વાણી સૌ ગાય, ત્યાં મોહ્યા જીવ સાંભળવા જાય;
અખા શું વાંચ્યું સમજ્યો કશું, જેમ આંખનું કાજળ ગાલે ઘસ્યું.

* * *

સુકું જ્ઞાન ને વ્યંડળ મૂછ, કરપી ધન કુતરાનું પૂછ;
એ ચારેથી અર્થ ન થાય, સામું એબ ઉઘાડે કાય;
અખા અમલવિન હાકમ જશે, કથ્યું જ્ઞાન પણ હરિ નવ વસે.

* * *

ઘણા શબ્દ પડ્યા જે કાન, તેને તેનું લાગ્યું ધ્યાન;
કોઇ મુસળ પર વાહે વહ્યા, કોઇ શબ્દ ને ગ્રાહે ગ્રહ્યા;
એમ ગોથાં ખાતો સંસાર, અખા વિના વસ્તુવિચાર.

* * *

ડહાપણ ભોળપણ છાંડી રહે, આજ્ઞ કરે હરિ મારગ એ;
ભોળાંને અસુજની આજ્ઞ, વિચક્ષણ પડ્યો ચતુરાઇની ખાજ્ઞ;
અખા તરવું તેને માથે ભાર, હીરા છાર બે નાખે પાર.

* * *

રહેણી વિના કહેણી જે કથે, મહી વિના પાણી જે મથે;
જેમ કોયલ સુતને પાળે કાગ, વસંત ઋતુએ ઉડી જાય જાગ;
લક્ષ વિના કહેણી જોઇ અખે, ભક્તિ દંભ કુતર્ક જ્ઞાન લખે.

* * *

વિતંડ નર હોએ તે અસો, પોતાને નિશ્ચય નહીં કશો;
વાદ કર્યા ઉપર બહુ હામ, લક્ષ વિના વિદ્યાની મામ;
ક્લેશ કરતાં કાપે કાળ, અખે વિતંડની કાઢી ભાળ.

* * *

જ્ઞાન ખળને ખળતાનો થાપ, કુટિલ યુક્તિ ઉપજે બહુ આપ;
જ્ઞાન વચનને આગળ કરે, ઓથે રહી વક્રમ આચરે;
વંદે ખરો પણ ખળતા કાજ, અખા તે સરખો અંતર બાજ.

* * *

હવે નિંદકજ્ઞાની કહિયે સોય, પેલું દોષનું દર્શન હોય;
સંત સમાગમમાં તે ફરે, લાંછન જોઇને હૃદયે ધરે;
આત્મજ્ઞાન તણી કરે વાત, પણ નિંદકની અખા એવી ધાત;

* * *

અનુભવી આગળ વાદજ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે;
ઉંટ તણાં આઘાં મેલાણ, પાળાના તો છંડે પ્રાણ;
અખા અનુભવી ઈશ્વર રૂપ, સાગર આગળ શું કૂદે કૂપ.

* * *

જો જો રે મ્હોટાના બોલ, ઉજડ ખેડે વાગ્યો ઢોલ;
આંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા મળ્યા;
ઘેંસ ન થાય ન થાય ધાણી, કહે અખો એ વાતો જાણી.

* * *

વ્યાસ વેશ્યાની એકજ પેર, વિદ્યા બેઠી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે;
જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતાને ઘેર.

* * *

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલ્યાથી શું થયું, શું પ્રાકૃતથી નાસી ગયું;
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.

* * *

સ્કૃતને પ્રાકૃત વડે ભણે, કાષ્ટ જેમ મધ્ય ભારા તણે;
જ્યા વોણો નાવે અર્થ, સંસ્કૃત તો પ્રાકૃતવિણ વ્યર્થ;
ધ્યાદામ વેપારી લખે, અખા વ્યાજ નહિ છૂટચા પખે.

* * *

ય પ્રપંચ આળપંપાળ, પંડિતે તેનાં ગુથ્યાં જાળ;
ાક સુભાષિત મીઠી વાણ, તેણે મોહ્યા કવિ અજાણ;
; અખો મર્મ સમજ્યા પખે, સંસ્કૃતનું પ્રાકૃત કરી લખે.

* * *

વેએ શકચ જણાવા કાજ, ગાજે જેમ રોહણીનો ગાજ;
ષ્ટી થવાને નવ ગડગડે, સામો અવષ્યથો પાછો પડે;
ાથ્યા સંસાર સાચો કવિ કવે, રખે અખા તું એવું લહે.

* * *

જાવા મનમાં સૌ કોડ, શબ્દતણા જોડે છે જોડ;
ખ્યો નર બહુ તક્રજ પીએ, જાણે ઉદર ભરીને પુષ્ટી પામીએ;
ણે ધ્રાય નહીં ને વાધે રોગ, એમ અખા નોહે આતમભોગ.

* * *

વિ થૈને અધકું શું કવ્યું, જોતા નહીં બ્રહ્મ અણચવ્યું;
ગદોષની પૂંજી કરી, કવિ વ્યાપાર બેઠો આદરી;
માં અખા શું પામે લાભ, વાયે ગયો જેમ સ્ત્રીનો ગાભ.

# પ્રેમાનંદ

## ૧

### અનિરુદ્ધનું યુદ્ધ

ઓખા કહે કંથ એમ ન કીજે, બળીયાશું વઢતાં બીહીજે;
એ ઘણા તમો એક જાતે, સેના મોકલી મારે તાતે. ૧
દૈત્યને વાહન ને તમે પાળા, નાથજી તમે હાલામાલા;
એને તોપ કવચ ને બખ્તર, તમારે અંગે સોહે પીતાંબર. ૨
દૈત્યને સાંગ બાણ બહુ ભાલા, એ કઠણ તમે સુંવાળા;
એ તો મદોન્મત્ત બહુ બળિયા, તમે સકોમળ પાતળિયા. ૩
સ્વામી પછે અસુરને ભેદો, પહેલાં મસ્તક મારૂં છેદો;
તમને દેખા દેખીને રે મોહું, તમે જુદ્ધ કરો તે કેમ જોઊં ? ૪
ઇચ્છા અંતરની ગઇ રીટી, દૈત્યે માળીયું લીધું રે વીંટી;
પ્રભુ પ્રાણ કંપે છે મારા, મુવા દૈત્ય કરે છે હોંકારા. ૫
ઘણું ક્રોધી વીરોધી છે બાણ, હાકે ઇન્દ્રનું જાએ ઓસાન;
જક્ત ભય પામે બાણની હાકે, બાણે પૃથ્વી ચઢાવી ચાકે. ૬
જેને નાદે મેરૂ હાલે, ચક્રવર્તી સાથે નહિ ચાલે;
ક્ષત્રી સાથ રહે સર્વ બિહીતો, નાથજી તમે કઇ પેર જીતો ? ૭

મંત્રી દાંત રહ્યો છે કરડી, શું જાઓ છો મૂછ રે મરડી;
માટે પહેલાં તે મુજને મારો, પછે નાથજી રણમાં પધારો. ૮
શશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રુજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણુ ભૂપાળ. ૯
એમ કહિ ભરતી લોચંન, દેખી વારે છે સ્વામીજન;
કંથ કહે ન કરું સંગ્રામ, તો નાસી જવાનો કુણ ઠામ. ૧૦
અંત્યે જીવતાં છૂટશું નહીં, કાં ન મરીએ સામા થઇ;
નથી ઉગરવાનો ઉપાય, માટે ભય પામે શું થાય? ૧૧
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાએ એક પળમાં;
મોઅર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે. ૧૨
ઘન ગાજે કેસરિ દે ફાળ, ન ઉછળે તો જાણવો શિયાળ;
ક્ષત્રી નાસે દેખીને દળ, ન હોય પુરુષ જાણવો વ્યંડળ. ૧૩
હાંક્યો વાઘ ન માંડે કાન, શાર્દૂલ નહીં જાણવો શ્વાન;
ઘરમાં ઘોજારો રહે પેશી, યુદ્ધા ચરણ વહોણો રહે બેશી. ૧૪
એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેના પર કોપીયો, છજે થકી ઠેકીને પડિયો. ૧૫
જેમ ગ્રાહ પેસે બહુ જળમાં, તેમ અનિરુદ્ધ પેઠો દળમાં;
જેમ ઇન્દુ પેસે વાદળમાં, તેમ અનિરુદ્ધ ધાયો બળમાં. ૧૬
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો અનિરુદ્ધ ઘન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણીએ ઢાળ્યા. ૧૭
કોભાંડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધા લીધો ઘેરી;
ગજજુથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી. ૧૮
ચંદનને બાવળિએ ઝીટી, અસુરે અનિરુદ્ધ લીધો વીંટી;
દાનવ કહે માનવ શૂંય, અમે સિંહમાં મૃગબાળ તૂંય. ૧૯
મુગટ મંત્રીને ચરણે ધરો, તો તો મૃત્યુ થકી ઊગરો;
મંત્રી વાયક એવાં સાંભળી, ધાયો અનિરુદ્ધ બહુ ઊકળી. ૨૦
નાંખે દૈત્ય ભારી મુદ્દગલ, તેમ અનિરુદ્ધ ભૂજ ભોગળ;

વીશ સહસ્ર અસુર ઉલટયા, એકીવારે શર બહૂ છુટયા. ૨૧
આયુધ ધારા રહી છે વરસી, પડે પરીઘ પટ્ટાને ફરસી;
દાનવ ધાયા છે ટોળેટોળાં, વરસે ભિંડીપાલ ને ગોળા. ૨૨
થાય દુંદુભીના ગડગડાટ, થાય ખાંડાતણા ખડખડાટ;
હાકયા હસ્તી દે હલકાર, થાય ખડ્ગતણા ચળકાર. ૨૩
મંત્ર અગ્નીના ધ્રુધવાટ, બોલે બાણ તણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હય તણા હણહણાટ. ૨૪
છૂટે બાણો સણસણાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખિ દોહલો નાથનો ઘાટ, થાય ઓખાને ઉચાટ. ૨૫
દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મુકાવે વાટ;
કોઇને ઝીકયા ઝાલીને કેશે, કોઇને ઉડાડયા પગની ઠેશે. ૨૬
કોઇને હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઇ અધસસ્તા કોઈ પૂરા, એમ સેના કરી ચક ચૂરા. ૨૭
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું નહોતૂં જાણ્યું, ચિત્રલેહાએ રત્ન જ આણ્યું. ૨૮
શોણિત સ્પર્શ થયો છે દીલે, નાથજી રણ રુધીર ઝીલે;
ભડ ગાજ્યો ને પડયું ભંગાણ, નાઠો કૌભાંડ લઇને પ્રાણ. ૨૯
હવું બાણાસુરને જાણ, એક પુરુષે વાળ્યો ધાણ;
અસુરેશને ચઢિયો કોપ, સજ્યાં કવચ આયુધને ટોપ. ૩૦
સર્વ સૈન્ય તે તત્પર કીધું, ચઢયો રાય દદામૂં દીધું;
પ્રલય અગ્નિ જેવો જાજવલ્ય, બાણરુપ થયું મદતુલ્ય. ૩૧
ચઢયો રાય ક્રોધે ગડગડીયો, જાણ્યું ઓખાએ રણ તાત ચઢિયો;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહૂ ભાલા ઝાલ્યા;
વાગી હાકને ચઢિયો બાણ, તે તો થયું ઓખાને જાણ. ૩૨

વલણ

જાણ થયું જે તાત ચઢિયો, કુણ જીતશે સહસ્ર હાથ રે;
આંસૂડાં ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથ રે. ૩૩

રાગ રામગ્રી

આવી સેના અસુરની, અનિરુદ્ધ લીધો ઘેરી;
કામકુંવરને મધ્યે આણી, વીંટી લીધો ચોફેરી. ૩૪
અમર કહે શું નીપજશે, ઇચ્છા તે પરમેશ્વરી;
રીપૂ ગજના યૂથમાં, અનિરુદ્ધ લઘુ કેસરી. ૫૩
બાણરાયને શું કરે, ભોગળ લીધી ફેકટ;
વેરી વાયસ કોટી મળ્યા, ત્યાં કેમ જીવે પોપટ. ૩૬
બાણાસુરે સુભટ વાર્યા, કોઇ ન કરશો ઘાત;
છે વીર થોડી વયતણો, હું પૂછું એને વાત. ૩૭
માળીએથી ઓખા નિરખે, રુદન મૂકયું છોડી;
ઓ જીવન પુંઠે યોદ્ધા ઊભા, રહ્યા બેહૂ કર જોડી. ૩૮
બળવંત બહેકે અતિ ઘણું, સેના છે બીહામણી;
ઓ પવનવેગી પાખરા, હય આવ્યા હણહણી. ૩૯
ઓ સુભટે ભાથા બાંઢીયા, હીંડીયા સ્વામી ભણી;
ઓ ખડ્ગ ખેડાં ઝળકતાં, ચળકતાં ભાલાંનાં અણી. ૪૦
ઓ ગજ આવ્યા સામટા, હય હીસંતા હણહણી;
ટોપટોડર પહેર્યાં બખ્તર, છે સેના બીહામણી. ૪૧
આ દળ બળનું કેમ સહેશો, સ્વામી સંકોમળ;
પ્રાણનાથને પીડશે, પ્રગટયાં તે કર્મનાં ફળ. ૪૨
દૈવના દીધા દૈત્યને, દયા નહીં લવલેશ;
લઘુ વયમાં છો કંથજી, નથી આવ્યા મૂછે કેશ. ૪૩
ચાર દિવસનું ચાંદરણું, સુખડું ગયું તે વહી;
પાપી પીડે છે પ્રભુને, કરમડાં જાઉં કયહીં. ૪૪
કંથજી મારો એકલો, વીંટી વળ્યા અસૂર;
એવું જાણીને સહાય કરજો, શામળિયા સ્વસૂર. ૪૫
કષ્ટ નિવારણ કૃષ્ણજી, હૂં થઇ તમારી વધુ;
જો આશા અમારી ભાંગશો, લાજશે જદુકુળ બધું. ૪૬

પ્રજા પ્રતિપાલન કરો છો, પનોતા શ્રી મોરારી;
સંભાળ સર્વની કીજીએ, ન મૂકીએ વીસારી. ૪૭
અમને આશા તમ તણી છે, અમો તમારાં છોરું;
લાજ લાગે વૃદ્ધને, કોઇ કહેશે કાળું ગોરું. ૪૮
એવું જાણી આવજો, છો દામોદરજી દક્ષ;
પક્ષી પલાણો પ્રભૂજી, પુત્રની કરવા પક્ષ. ૪૯
ભગવંત ભજતી ભામની, ભરતાર રિપુદલ મધ્ય;
કોઇ કહે પિતા બાણને, એ બાળક ને તૂં વૃદ્ધ. ૫૦
ગદગદ કંઠે ગોરડી, ગતિ ભંગ જાણે ઘેલી;
એવું ઇચ્છું છું જે પ્રાણ જ કાઢું, મરું તે સંગ્રામ પહેલી. ૫૧
મુખ વક્ર બિહામણાં છે, મૂછ મ્હોટી મ્હોટી;
એવા અસુર આવી મળ્યા, સંખ્યા થઇ સપ્ત કોટી. ૫૨
દળ વાદળ સૈન્ય ઉલટયું, મધ્ય આણ્યો અનિરુદ્ધ;
વીર વીંટયો વેરીએ, જેમ મક્ષીકાએ મધ. ૫૩
ધનુષ ધરિયાં પાંચશે, બાણે ચઢાવ્યાં બાણ;
રાગ મારુ ગાય ગુણીજન, ગડગડિયાં નીશાન. ૫૪
ગગને આભ જ ઢાંકીયો, શોભિયો જેમ ઈંદુ;
ઉપમા તે ઉડુગણ તણી, લલાટે સ્વેદનાં બિંદુ. ૫૫
લઘુ કુંજરની સૂંઢ સરખા, શોભિતા બે ભૂજ;
શરાસન સરીખી ભ્રુકુટીને, નેત્ર બે અંબૂજ. ૫૬
તૃણ માત્ર ત્રેવડતો નથી, બાણુને તે મહા બાહૂ;
અસુર સાથે શોભિયો, જેમ ચંદ્રમા ને રાહૂ. ૫૭
જાદવે જોયું વક્ર દષ્ટે, રાતાં કીધાં ચક્ષ;
વપુ શોભે ભુજ ફૂલ્યું, જેમ અરણ્યનૂં વૃક્ષ. ૫૮
આ સમે જો હોત કુહાડો, અથવા ભોગળે ધાર;
અસુરને હળવો કરત, ઉતારત ભૂજનો ભાર. ૫૯
શૂં વસ્યું બાણનું દિલ છે, તેમાં વસે સર્પનો સાથ;

પંડમાં પૂર્વ જ રહ્યા, પિંડ લેવા કાઢે હાથ. ૬૦
કાષ્ટના કે લાખના, શું મીંણના ચોહોડ્યા કર;
અથવા કોઈ પક્ષી દીસે છે, વિસ્તરાવ્યા છે પર? ૬૧
તવ હાસ્ય આવ્યું બાણને, બાળક કેવળ બાળ;
કૌભાંડ કહે અજ્ઞાન નથી; રાય તમને દે છે ગાળ. ૬૨
બળી સુત અંતર બળ્યો બોલ્યો બાળક બળવાન;
શું કરું જે લાંછન લાગે, નહિ તો દેત કન્યાદાન. ૬૩
સુભટ નિકટ રાય સર્વે, બોલિયા બહૂ ગર્વ;
નિપટ લંપટ નથી બ્હીતો, ધાયા હણવા સર્વ. ૬૪
કુલ લજામણો કુણ છે, તસ્કર નર નિર્લજ્જ;
અપરાધ કરી કેમ ઉગરશે, સિંહના મુખથી અજ. ૬૫
ગમ નહિ અમરને, તો કેમ આવતાં ફાવ્યું;
અજ્ઞાને આવી ચડ્યો, કે ભૂતે મનડું ભમાવ્યું? ૬૬
શક્રે સ્વર્ગથી નાંખીયો, કાંઇ કારણ સરખું ભાસે;
સાચું કહીશ તો નહિ હણું, બાળ રહેજે વિશ્વાસે. ૬૭
કોણ કુળમાં અવતર્યો, કોણ માત તાત ને ગામ;
અનિરુદ્ધ કહે વિહીવા મળ્યો, હવે ન્યાત કુળનું શું કામ? ૬૮
પિતુ પિતામહ માહરા, તે પ્રસિદ્ધ છે સંસાર;
ચોરી છત્રપતીની કરી, તૂં ચતુર હોય તો વિચાર. ૬૯
જાદવ કુળ છે મુજતણું, મુજ નામ છે અનિરુદ્ધ;
જો છેડશો તો સમુદ્ર માંહી, નાખીશ નગરી બદ્ધ. ૭૦
બાણ સામું જોઇને, કૌભાંડ વળતું ભાખે;
ચોરી કરી કન્યા વરે, કુણ વિના જાદવ પાખે. ૭૧
પૌત્ર જાણી કૃષ્ણનો, બાણે તે ઘસિયા કર;
નીચ વરે કન્યા વરી, કરમડા બેઠું ઘર. ૭૨
રીશે તે અંતર પરજળ્યો, ધનુષ ધરિયાં બાણ;
મંત્રીને મહારાજ કહે છે, જોદ્ધો મોટો જાણ. ૭૩

હાકીને અનિરુદ્ધ વકાર્યો, થયો તે દારુણ શોર;
ઓખા નેત્રે નીર ભરે જે, કંથને પહોંચે જોર. ૭૪
અસુર બળિયા પ્રાક્રમી, ઉછળતા દે ફાળ;
દશો દિશાથી વછુટયા, કહે ન જાય જીવતો બાળ. ૭૫
પરીઘ પટ્ટી ગુરજ ગદા ત્રિશૂલ ને તોમર;
મોઘરી મૂસળ સરસ કાંતી, ઢાંકી લીધો કુંવર. ૭૬
અંધકાર માયા આસુરી, વરસે શલ્યા શિખર;
પડે હય હસ્તીને ચંમર, વહે માંસ રુધીર. ૭૭
હય ગજ રથ લથબથ અટકે, લટકે છે વાહંન;
દુંદુભી ગડગડે, ખેડાં ખડખડે, રણમાં પડયા બહુ જંન. ૭૮
સાંગ સળકે ખડ્ગ ચળકે, ઝળકે ભાલાની અણી;
રીપૂલાખની લાખમાં, અનિરુદ્ધ જડીયો છે મણી. ૭૯
ફેરવી ભોગળ બળ કરી, રિપૂદલ દળ્યું જદુજોદ્ધ;
તાડ્યા પછાડ્યા આડા પાડ્યા, કરી કામકુંવરે ક્રોધ. ૮૦
અંગ રાતાં શીશ ફાટયાં, શૂરા ધરણીએ પાડ્યા;
પલવટ વાળી પ્રાક્રમી, બહૂ જોદ્ધાને નસાડ્યા. ૮૧
ભુજ વિષે ભોગળ ધરી, દેતો અનિરુદ્ધ માર;
હય ગજ રથ પાળા સર્વ નાઠા, હવો તે હાહાકાર. ૮૨
પ્રહાર પૂરણ રથ ચૂરણ, ગજ અશ્વ પાછા વળ્યા;
શોણિત પૂર ભણી ચાલિયા, વીર ધરણી ઉપર ઢળ્યા. ૮૩
રણમાં તે રોળી મૂકતો, અનિરુદ્ધ ઇંદ્ર સમાન;
અસુર સુરથી નાસતા, શાર્દૂલથી જેમ શ્વાન. ૮૪
હૈડું તે હરખ્યું નારનું, સુણી નાથનો હોકાર;
અનિરુદ્ધ તારુણી દેખતાં, કીધું સૈન્ય તારે તાર. ૮૫
દશ સહસ્ર જોદ્ધા બાણના, મારી કીધા ચકચૂર;
સમુદ્રમાં સંગમ હવો, વહ્યું તે શોણીત પૂર. ૮૬
ખુંબાણ પડીયું રણ વિષે, કરે અસુર નાસનાસ;

ગુ દેખી બાણુ ઘસિયો, સજ્યો તે નાગપાશ. ૮૭
। છેદી ભુજ તણી મૂકયા તે સહસ્ર જ સર્પ;
કુંવરને બાંધીયો, પછે ગાજીયો છે નૃપ. ૮૮

વલણ

ગાજીયો મેઘની પેરે, ઉતરાવી ઓખાય રે;
ન્યા બંધન કરી, પછે બાણ મંદિર જાય રે. ૮૯

(ઓખાહરણ)

## ૨

## ઋતુપર્ણની સવારી

વ સભામાં આવિયો જ્યાં, બેઠો છે ઋતુપર્ણ;
માંહે આપી કંકોતરી, ઉપર લખ્યું નિમંત્રણ. ૧
ત વિશેષે પત્ર લીધું, કીધું અવિલોકંન;
સ્તિ શ્રી અયોધ્યાપુરી, ઋતુપર્ણ રાય પાવંન. ૨
દર્ભ દેશથી લખીતંગ ભીમક, નળે દમયંતી પરહરી;
ને દેવનું વરદાન છે માટે, સ્વયંવર કીજે ફરી. ૩
વીના ભૂપતિ આવશે, તમો આવજો ખપ કરી;
જ વંશીને વરવો નિશ્ચે, કુંવરીએ ઇચ્છા ધરી. ૪
ાતિ આનંદે ભર્યો, સભામાંહે એમ ભાખે;
ઈ વેદવાણી દમયંતી, કોને નહીં વરે મુજ પાખે. ૫
ધર ડસે કર ઘસે, વિપ્ર ઉપર આંખ કહાડે;
કોતરીયો નિર્માલ્ય દીસે, આવ્યો લગ્નને દહાડે. ૬
વ કહે હું ક્યમ કરૂં, વેગળું તમારૂં ગામ;
। ઠામ થાતાં આવવું, કંકોતરીનું કામ. ૭
ઈ ગયા સર્વ ભૂપ જે, પ્રથમ રુપના પળકા;
ઋતુપર્ણ આસનથી ઉઠે બેસે, થાય પરણવાના સળકા. ૮
હા ગઇ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;

એક નિશાનો આંતરો હોત તો, જાત જેમ તેમ દોડી. ૯
ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા;
વૈદરભી વરતાં વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભુંડા. ૧૦
સાંઢ તો સાંપડી નહીં, નહીં પવન વેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, નહીં જમે આ મહોડાં. ૧૧
સભામાં બેઠો નિરાશ થઈ, પ્રધાન બોલ્યો વચંન;
પેલો બાહુકીઓ શે અર્થ આવશે, બેઠો વણસાડે અંન. ૧૨
ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક;
લાવ તેડી બાહુકીઆને, જે જાણે ગયાની તક. ૧૩
શ્વાસ ભરાયો દાસ આવ્યો, અશ્વપાલકની પાસ;
ઉઠો ભાઇ ભૂપ તેડે છે, અહો પરોણા રાસ. ૧૪
બાહુક ચાલ્યો, ચાબક ઝાલ્યો, મુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો. ૧૫
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ;
ઋતુપર્ણ બોલ્યો માન દેઈ, આવો દુઃખફેડણ. ૧૬
ઘણે દિવસે કારજ પડ્યું છે, રાખો અમારી લાજ;
તમો પરણાવો વૈદરભીને, વિદ્રભા જાવું આજ. ૧૭
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં સેવ્યા એમ જાણી;
આજ વિદર્ભા લેઇ જાઓ, અહું દમયંતીનો પાણી. ૧૮
બાહુક વળતો બોલિયો, ફૂલાવિને નાસા;
આ બિયા પરણશે દમયંતીને, અરે પાપિણી આશા. ૧૯
હંસ કન્યા કેમ કરે, વાયસસું સંકેત;
નિર્લજ્જની સાથે અમે આવું, તો પછે થાઉં ફજેત. ૨૦
છછોરા ન થઇએ રાયજી, પરપત્નીસું તલખાં;
કેમ વરે વર જીવતે તો, મિથ્યા મારવાં વલખાં. ૨૧
પુણ્યશ્લોકની પ્રેમદા ને, ભીમક રાજકુમારી;
તમો વિષયીને લજ્જા શાની, થાય ફજેતી મારી. ૨૨

રાય કહે હયપતિ, મારી વતી હયને હાંકો;
મારે તો સર્વસ્વ ગયું રે, તમો જે વારે ના કોહો. ૨૩
બાહુક વળતો બોલિયો, જ્યાં હોયે સ્વયંવર;
અંતર નહીં સેવક સ્વામીમાં, આપણ બન્યો વર. ૨૪
હાસ્ય કરીને કહે રાય, વર તમો પરથમ;
ભાગ્ય ભડશે કન્યા જડશે, ત્યાં જઇએ જ્યમ ત્યમ. ૨૫
દુબળા ઘોડા ચાર જોઆ, રથ કર્યો સાવધાન;
શીઘ્ર ત્યાં શણગાર સજવા, સાંચર્યો રાજાન. ૨૬
રાણી કહે ઋતુપર્ણને, પરહરી હું પર પ્રેમ;
ક્ષત્રી થઇને કરો ઘઘરણું, નવ હોયે અંતે ક્ષેમ. ૨૭
પતિએ તજી તે અણછતી, કાંઈ એક ગોરી ગૂધ;
બાહુક વડે પરણવી રાય, થયું ઉજળું દૂધ. ૨૮
સૂરજ વંશતણી એ શોભા, તમથી ઝાંખી હોય;
રીસ ચડી ઋતુપર્ણને, પછી ધણીઆણીને ધોય. ૨૯
અમો ભ્રમર કોટિ કુસુમ સેવું, તું શું ચલાવીશ ચાલ;
વીજળી સરખી લાવું વૈદરભી, કરૂં સોકયનું સાલ. ૩૦
એમ કહી સભામાં આવ્યો, દુંદુભિ રહ્યાં છે ગાજી;
રીસ કરી કહ્યું બાહુકને, કાં દુર્બળ જોઆ વાજી. ૩૧
કરણ લૂલા ને ચરણ રાંટા, બગાઇ બહુ ગણગણે;
અસ્થિ નિસર્યાં ત્વચા ગાઢી, ભયાનક હણહણે. ૩૨
ચારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઊંચા;
ખુંધા ને ખોડે ભર્યા, બે કરડકણા બે બૂચા. ૩૩
ઋતુપર્ણ જોઇ શીશ ધુણાવીને, બોલ્યો વળતી ખીજી;
એ જોડી શું કુરૂપ લાવ્યા, જોડ ઘણી છે બીજી. ૩૪
પવનવેગે પાણીપંથા, શત જોજન હીંડે દેહ;
એવા ઘોડા મૂકીને કાં, જોઆ દૈવની વેઠ. ૩૫
બાહુક કહે શી ચેષ્ટા માંડી, શું ઓળખો અશ્વની જાત;

જો પુષ્ટ હયને જોડશો તો, હું ન આવું સાથ. ૩૬
એ અશ્વ રાખવો ને રથ હાંકવો, ચડી બેઠો ભૂપાળ;
રાસ પરોણો પછાડીયો, બાહુકને ચડ્યો કાળ. ૩૭
આટલી વાર લગે લજ્જા રાખી, બોલ્યો નહીં મા મૂચ;
તું આગળથી રથે કેમ બેઠો, હુંપે તું શું ઉંચ. ૩૮
ઋતુપર્ણ હેઠો ઉતર્યો, વિવિધ વિનય કરતો;
જાય રાય પાસે બાહુક નાસે, તે રથ પૂંઠે ફરતો. ૩૯
પ્રણિપત્ય કીધું ઋતુપર્ણે, હયપતિ હઠ મૂકો;
ઉપકારી જન અપરાધ મારો, બેઠો તે હું ચૂકો. ૪૦
બાહુક કહે યદ્યપિ રાસ ઝાલું, બેસીએ બંન્યો જોડે;
તુંને હરખ પરણાં તણો ત્યમ, હુંએ ભર્યો છોં કોડે. ૪૧
સામસામા ચક્ર ધરીને, બંને સાથે ચઢ્યા;
એડી દીધી બાહુકે ત્યારે અશ્વ ઢળીને પડ્યા. ૪૨
મુગટ ખસી ગયો રાયજીનો, માન શુકન હુઆ;
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાંકે ને કહે ધણી મુઆ. ૪૩
બંન એવા અશ્વ નિર્બળ, ખાંચે ખીજી ખીજી
રાય કહે લોક સાંભળે, એ વિના ગાળ દ્યો બીજી. ૪૪
સુદેવ તાણી બેસાડીઓ, રાય કહાડે છે ડોળા;
શેરીએ શેરીએ જાન જોવા, ઉભાં લોકનાં ટોળાં. ૪૫
દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથિનો જોડો;
વૈદર્ભીને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો. ૪૬
હાંકે ને હીંડે પાછા પાછા, ઝુંસરી કહાડી નાંખે;
તાણી દોડે ઘરભણી, ઉભા રહે વણ રાખે. ૪૭
પૃષ્ઠ ઉપર પડે પરોણા, કરડવા પાછા ફરે;
પોહોળે પગે રહે ઉભા, વારે વારે મળમૂત્ર કરે. ૪૮
રાય કહે હો હયપતિ, નથી વાત એકે સરવી;
બાહુક કહે ચિંતા ઘણી છે, મારે દમયંતી વરવી. ૪૯

ઘણે દોહેલે ગામ મૂક્યું, રાયે નિસાસા મૂક્યા;
પુણ્યશ્લોકે હેઠા ઉતરી, કાન અશ્વના ફૂંક્યા. ૫૦
અશ્વમંત્ર ભણ્યો ભૂપતિએ, ઈંદ્રનું ધર્યું ધ્યાન;
અશ્વ ચારે ઉતપત્યા, ઉચ્ચૈઃશ્રવા સમાન. ૫૧
અવનિએ અડકે નહીં, રથ અંતરિક્ષ જાય;
દોટ મૂકી બેઠો બાહુક, રખે પડતા રાય. ૫૨
માંહોમાંહે વળગીને બેઠા, ભૂપ ને બ્રાહ્મણ;
રાય વિમાસે વરે કન્યા, વરુઆમાં વશીકરણ. ૫૩
કામણગારો કાળિયો, એના ગુણ રસાળ;
ત્રણ કોઢીનાં ટટુઆં, એણે કર્યાં પંખાળ. ૫૪
હસી રાજા બોલિયા, થાબડી બાહુકની ખંધ;
તારે પુણ્યે મારે થાશે, વૈદર્ભીસું સંબંધ. ૫૫
વાજી વિદ્યા વાસવની, તુંજ કને પરિપૂર્ણ;
નાની વાત નોહે ભાઈ, રહે વિદ્યાનું સ્મરણ. ૫૬
ઐરાવતને ઉચ્ચૈઃશ્રવા, હાર્યો ગરૂડનો વેગ;
તારે હાંકવે હમણાં થઇશું, વિદર્ભ ભેગાભેગ. ૫૭
વિખાણે પોતાનાં ભાગ્યને, ભૂપ કહાડે ઘેલાં;
જો દમયંતી મુજને વરે તો, બાહુક પૂજું પહેલાં. ૫૮
ભીમક સુતાસું હસ્ત મેળાપક, જો થાશે હયપતિ;
બાહુક કહે વિલંબ શો છે, પ્રબળ તારી રતિ. ૫૯
વાટ ઓસરે વાત કરતાં, ઉડતા ચાલે અશ્વ;
રાય વિદ્યાને વખાણે, ન જાણે મનનું રહસ્ય. ૬૦
તાણ્યા ન રહે ત્રેહેકતા, દે દોટ ઉપર દોટો;
એક ઝાંખરે વળગી રહ્યો, રાયની પામરીનો જોટો. ૬૧
હાં હાં રાખ કહેતાં હય દોડ્યા, રથ ગયો જોજંન;
બાહુકે રથ રાખ્યો, કહે લઇ આવો રાજંન. ૬૨
રાય વળતો બોલિયો, શ્રમ મંન વિચારી;

દમયંતીના નામ ઉપર, નાખી પામરી ઓવારી. ૬૩
જા લાવ બાહુક તુંને આપી, પામરી બેહુ જોડ;
બાહુક કહે દમયંતી ઉપર, તું સરખા ઓવારૂં ક્રોડ. ૬૪
રાય મોટા દાનેશ્વરી બોલ્યા, બાહુક જાચક તું થા;
પરણવા જાઉં દમયંતી, લેઉં તારી પામરીના ચુંથા. ૬૫
એવું કહી રથ બેઠીઓને, રાય મંન વિમાસે;
રંક હોય તો સદ્ય લાવે, મોટો કેમ વરાંસે. ૬૬
હયપતિ તમમાં મોટી વિદ્યા, ગુણે વળિયો છેક;
તારે પ્રતાપે મુજ કને છે, અક્ષ વિદ્યા એક. ૬૭
ગણિત શાસ્ત્રને હું જાણું છઉં, કહો તો દેખાડું કરી;
એક બેહેડાનું વૃક્ષ આવ્યું, બાહુક પડયો ઉતરી. ૬૮
રાય પ્રત્યે કહે રે બાહુક, ગર્વ વચન શાં આવડાં;
બેહેડાની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં. ૬૯
રાયે વિચારીને કહ્યું, સહસ્ર ત્રણ ને શત ત્રણ;
બાહુક જઇ વૃક્ષ છેદી, ડાળ પાડી ધરણ. ૭૦
ગણી જોયાં બાહુકે, ઉતર્યાં તંતોતંત;
ઉત્કૃષ્ટ વિદ્યા દેખીને, હરખ્યું નળનું ચંત. ૭૧
ફરી આવ્યો રથ પાસે, કહ્યું રાય તમો ધન્ય;
ભૂપ કહે જો મન મળે તો, વિદ્યા લીજે અન્યોન્ય. ૭૨
માંહોમાંહે મંત્ર આપ્યા, મને મન ગયાં મળી;
પરીક્ષા કરવા વિદ્યાની નળે ડાળ છેદી વળી. ૭૩
કલ્પ્યાં તેટલાં પત્ર ઉતર્યાં ગણિત સંખ્યા મળી.
બીજી વિદ્યાને પ્રતાપે, દેહમાંથી નિસર્યો કળી. ૭૪
પાડાનું ચર્મ પહેરીસું, ઉંટ ચર્મનાં ઉપરણાં,
ટુંકડા ચરણ ને શ્યામ વરણ, કેશ છે પંચવરણા. ૭૫
કરમાં કાતી આંખ રાતી, મુખે રુધિરના ઓઘરાળા;
ભર્યો રીસે સગડી શીશે, ઉડે અગ્નિની જ્વાળા. ૭૬

નિસરી નાઠો ભયે ત્રાઠો, ઉઠયો નળ નરેશ;
લપડાક મારી સગડી પાડી, ગ્રહ્યા કળીના કેશ. ૭૭
વિજળી સરખું ખડ્ગ કહાડયું, ન જાય જીવતો પાપી;
રાજભ્રષ્ટ કીધો દુઃખ દીધું, રહ્યો દેહમાં વ્યાપી. ૭૮
રગદોળ્યો રેણુમાંહે રોળ્યો, કેમ પડયો હુતો પૂઠે;
આંખ તરડે દાંત કરડે, મારે ખડ્ગની મૂઠે. ૭૯
ઉઠે અડવડે અવની પડે, અકળાવ્યો અલેખે;
બાહુકના હસ્ત કળીનાં અસ્થ, ઋતુપર્ણ નવ દેખે. ૮૦
રુદન કરતો આંખ ભરતો, કળી પાગે લાગે;
પુણ્યશ્લોકજી ઉગારીએ, નવ મારીએ ઘણું વાગે. ૮૧
અરે અધર્મનાં મૂળિયાં, તુંને જીવતો કેમ મૂકું;
અમો ઘણું તેં રવડાવ્યાં, નથી નેત્રનું જળ સૂકયું. ૮૨
અરે પાપી ધર્મછેદન, વિશ્વ વેદનાકારી;
વિજોગદાતા છેદન શાતા, તેં તજાવી નારી. ૮૩
અવગુણ કહેવા કરાવી, સેવા પારકે મંદિર;
વદે દીન વાણી મરણ જાણી, નેત્રે ભરિયાં નીર. ૮૪
મહારાજ વળતી મારજો, ગુણ અવગુણ એ જોઇ;
નળ કહે અવગુણ ભાજન, તેં સૃષ્ટિ સર્વ વગોઇ. ૮૫
સ્વામી એ ગુણ મોટા મુજમાં, અવગુણના છેદન;
નળ કહે ગુણ અવગુણ તું એઉનું કર વર્ણન. ૮૬
સ્વામી પ્રથમ અવગુણ વરણવું, મારૂં જે આચરણ;
જ્યાં હું ગયો ત્યાં ધર્મ નહીં, ને ભ્રષ્ટ ચારે વર્ણ. ૮૭
દંભી લોભી ને લલૂતા, બ્રાહ્મણને કરૂં ભ્રષ્ટ;
અલ્પ આયુષ ને અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ. ૮૮
અનાચાર ને અપરાધ બહુ, અનંત આભડછેટ;
સિદ્ધ હોય સંન્યાસી શીળિયો, ભ્રષ્ટ કરૂં હું નેટ. ૮૯
મર્યાદા લાજને મૂકાવું, ઉન્માર્ગ મંડાવું;

જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું. ૯૦
ધ્વંસ કરૂં હું ધ્યાનમાં, તાપસને ડોલાવું;
અભક્ષાભક્ષ અસ્પર્શાપર્શ, અસત્ય વાક્ય બોલાવું. ૯૧
સ્વજન વૈર ને પરશું મૈત્રી, હોય નીચ સંગત્ય;
વૈષ્ણવતા ફેડી વિષય સ્થાપું, એવી મારી મત્ય. ૯૨
માતપિતાને પુત્ર ઊવેખે, દેખે સ્યામામાં સાર;
ક્રીડા કામે આઠે જામે, સ્ત્રીમાં તદાકાર. ૯૩
વિખવાદ કરતાં જન્મ જાય, ગાય ગોરીના ગુણગ્રામ;
લંપટ નિર્લજ થઇ અતિ, જપે નારીનું નામ. ૯૪
હેલામાં બ્રહ્મચર્ય મૂકાવું, જતિ પડે મોહમાં જ;
પાખંડી લાંઠ સુખે જીવે, એવું મારું રાજ. ૯૫
હું વ્યાપું ત્યાં હરિહર નહીં, નહિ દેવ દેવસ્થળ;
જ્ઞાન ગોષ્ઠિ કથા નહીં, એવું મારું બળ. ૯૬
સ્વામીદ્રોહી ને મિત્રદ્રોહી, ગુરુદ્રોહી નર ઘણા;
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી, એ સઉ ગુણ આપણા. ૯૭
પ્રજા ખોટી રાજા લોભી, નિરંકુશ લંપટ નાર;
વ્યભિચારિણી દ્રોહકારિણી, ભમતી હીંડે બહાર. ૯૮
ભરથાર પહેલી કરે ભોજન, સૂએ સ્વામી પહેલી;
થાકે નહીં તે વાત કરતાં, વઢકણી મન મેલી. ૯૯
ક્રોધમુખી ને ચોરટી, લોભણી ને લઢતી;
સાચી વાત મળે નહીં ને, આઠે પહોર બડબડતી. ૧૦૦
થોડા બોલી સાધુ મુખી તે, સુતો સ્વામીને વેચે;
પૂછયો ઉત્તર આપે નહીં ને, બોલે પેચે પેચે. ૧૦૧
અભડાવે રસોઇ અન્ન ચાખે, જણાય પરમ પવિત્ર;
કળિ કહે છે મારે પ્રતાપે, એવાં સ્ત્રીનાં ચરિત્ર. ૧૦૨
પંડિત દુઃખિયા ને મૂર્ખ સુખિયા, ભોગી રોગે ભરિયા;
અસાધુ સુખે અન્ન પામે, સાધુ ઘડિયે નહિ ઠરિયા. ૧૦૩

દાતાર જ્યાં ત્યાં ધન નહીં, દાતાર નહીં ત્યાં ધંન;
ખાનાર જ્યાં ત્યાં અન્ન નહીં, ખાનાર નહીં ત્યાં અન્ન. ૧૦૪
રુપ હોય ત્યાં ગુણ નહીં, ને ગુણ ત્યાં નહીં રુપ;
શા શા અવગુણ વરણવું, છે પ્રતાપ મારો અનૂપ. ૧૦૫
શિષ્યની સેવા ગુરુ કરે, સાધુ અસાધુનું આચરણ;
સ્ત્રીની સેવા કરે સ્વામી, શૂદ્રને સેવે બ્રાહ્મણ. ૧૦૬
છળ છળભેદ આધિક આધિકારી, અઘટિત કરે અન્યાય;
અન્ન વિક્રય હય વિક્રય, કરે વિક્રય ગાય. ૧૦૭
પરપતિસંગ ને પરનિંદા, ઇર્ષ્યા અપલક્ષણ;
ઉપવીત અન્ન સીમંત અન્ન, ક્રિયા અન્ન ભક્ષણ. ૧૦૮
કન્યાવિક્રય ભૂમિવિક્રય, કરે અકરાનું કામ;
શય્યા લે ને ગોદાન લે, ને બોળે બાપનું નામ. ૧૦૯
વાટ પડાવે વિશ્વાસઘાતી, માંહોમાંહે વૈર સાંધે;
પંચ દેવનું પૂજન તજીને, અસુરને આરાધે. ૧૧૦
વૈરાગી વિષયી ને જોગી તે ભોગી, ખોટા વણજ વેપારી;
વિષય સેવન કરે ને ગર્ભ ધરે, નવ વરસની નારી. ૧૧૧
સુરભિ દૂધ થોડું કરે ને, દુકાળ ને દુર્ભક્ષ;
શોક રોગ વિજોગ ઘેર ઘેર, સદા ભરે જળ ચક્ષ. ૧૧૨
કોનું રુડું નવ દેખી શકું, મારે કો સાથે નહિ સ્નેહ;
કળિ કહે નળ રાયજી, છે અવગુણ મારા એહ. ૧૧૩
વિશેષ કેશ આમળી ઝાલ્યો, ચઢી રાયને રીસ;
હવે ન મૂકું અધર્મી, હું છેદું તારું શીશ. ૧૧૪
અધર્મી અવનિ વિષે, આવડો તારો ઉન્માદ;
તારો વધ જાણી મને, સહુ દેશે આશીર્વાદ. ૧૧૫
ભયને ધરતો રુદન કરતો, રાયને કહે કળિ;
પછે મુજને મારજો, બે ગુણ મારા સાંભળી. ૧૧૬
કૃત ત્રેતા દ્વાપરે, શત વર્ષ તાપસ તાપે;

તોય તેને હરિહર બ્રહ્મા, દર્શન કોય ન આપે. ૧૧૭
કળી કહે મારા રાજ્ય માંહે, ધ્યાન ધરે વિશ્વાસે;
તો તેને ઇષ્ટ દેવતા તે, આવી મળે ખટ માસે. ૧૧૮
એ ગુણ છે એક માહરો, હવે બીજો કહું વિસ્તારી;
શત વાર દાન કરે ત્રણ યુગે, એક વાર પામે ફરી. ૧૧૯
ભાવે કભાવે મારા વારામાં, જે હેતે નર નાર;
પુણ્ય કરે જો એક વારે, તો પામે શત વાર. ૧૨૦
નળ કહે જા નહિ હણું, ઉપજી મુજને માયા;
અનંત અવગુણ તાહરા, તે બે ગુણે ઢંકાયા. ૧૨૧
મારા રાજ્યમાં તું નહિ, જો હોય જીવ્યાનું કામ;
કળિ કહે હું ક્યાં વસું, વસવાનો આપો ઠામ. ૧૨૨
જ્યાં જાઉં ત્યાં નામ તમારું, તો ક્યાં રહું હું દાસ;
નળ કહે બેડાના દ્રુમમાંહે, સદા તારો વાસ. ૧૨૩
જ્યાં કથા હોય માહરી, અથવા હરિકીર્તન;
એવે સ્થાનક તું નહીં, તેનું લીધું વચન. ૧૨૪
રાય બેઠો રથ ઉપર, ઋતુપર્ણ સમજ્યો નહીં;
હર્ષ પૂર્ણસું હય હાંકયા, જાણે પ્રેમસરિતા વહી. ૧૨૫

વલણ

વહી ચાલ્યો પ્રેમરસ, રથ ગાજતો ગડગડાટરે;
કહે ભટ પ્રેમાનંદ નાથની, વૈદરભી જુએ વાટરે. ૧૨૬

(નળાખ્યાન)

## ૩

## ગોકુળનું સ્મરણ

પ્રભુજી બોલ્યા હો, નયણે જળ ભરી;
કહું માહારા અંતરગતનું દુઃખ હો વીરાજી.
કંઇ ન ફરી દેખું હો આણી આણી આંખડિયે;

રાંકડી જશોદાનું મૂખ હો વીરાજી.
મુને મથુરાંનું રાજ ગમતું નથી;
વાહાલો મુને ગોકુળિયાનો વાસ હો વીરાજી.
દેવકીનું ખટરસઅન્ન ભાવે નહીં;
વહાવી મુને વ્રજનારીની છાસ હો વીરાજી.
ગજ રથ અશ્વ હો મુને અળખામણા;
ગમે મુને ગોકુળિયાની ગાય હો વીરાજી.
મુને કૃતઘ્ની લોક કેહેતા હશે;
ભાઇ મેં હાંકી કાઢયા નંદરાય હો વીરાજી.
વૃંદાવન ગોવર્ધન ગાવડી;
વાંસળી મોરલી જમુનાવાર હો વીરાજી.
અહર્નિશ મુને સહુ સાંભરે;
પલક ન વિસરે વ્રજની નાર હો વીરાજી.
ભ્રાતા માતા પિતાની ચોરી કીજીયે;
પણ મિત્રને કહીયે મનની વાત હો વીરાજી.
ગોપીને ગુપ્ત સંદેસડો;
ઉદ્ધવ સાથે કહાવે ગોકુળનાથ હો વીરાજી.

## ૪

## માતા જસોદા

માત જસોદા બોલીયાં, ઉદ્ધવ સાંભળો રે;
અમો અજ્ઞાનીને મંન, કાળો કામળો રે.
તેને ન ચડે દૂજો રંગ, પહેલીની સ્યામતા રે;
ગુણહીણ ગોવાળા લોક, જ્ઞાન નથી પામતા રે.
તમો કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નવ કળે રે;
હું કેમ કરી આણું વિશ્વાસ, બાંધ્યો મેં ઊખળે રે.
પ્રસવ સમેનો દિન, સ્ત્રીને હોયે દોહેલો રે;

ઉદરમાં દશ માસ, વહ્યો મેં સામળો રે.
પોઢાડચો મેં પાલણે, ગાયાં હાલરૂં રે,
તે સુખ સંભારી જોઇ, રોઇ રોઇ મરૂં રે.
મુખ ઉપર આવતા કેશ, આંખડી મીંચતો રે;
સોને મઢ્યો સંહીનો નખ, હઈડે હીંચતો રે.
કુંડળનાં પ્રતિબિંબ, ગોરા ગાલમાં રે;
ટુંકડે પાગે ચાલતો, આ પરસાળમાં રે.
જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ચળકતો રે;
વઢતાં બે મંજાર, માહારી કોટે વળગતો રે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટિયે રે;
તે સુખ સંભારી જોઇ, અમો નવ ફાટિયે રે.
ઘુઘરીઆળી ગોફણી, લટકે નાકે મોતી રે;
ઠમક ઠમકડે ચાલતો, હું પૂઠે જોતી રે.
રોતો ખુંચતા ઘુઘરા, પાગની પાંનીયે રે;
તમો કોહો એ બ્રહ્મ, અમો કેમ માનીયે રે.
ત્રણ ભોવનનો નાથ, ચારે કેમ ગાવડી રે;
પ્રેમાનંદ પ્રભુની, હું તો માવડી રે.

## ૫

## સુધન્વા વધ

રાગ રામગ્રી

કહે સારથીને કર્ણ કુમારજી, સુધન્વા સામો હાંક તોખારજી;
ઘટા સેનામાં હાંકયો રથજી, ગાજ્યો કર્ણ કુંવર સમર્થજી. ૧

ઢાળ

સમર્થ જે સંગ્રામ કામે, ગાજ્યો સુધન્વા સનમુખ;
તિહ તિહ નર તાતે તુજને, સબળ દીધું દુઃખ. ૨
તુને તેલમાં તાતે તળ્યો, ભલાં કીધાં તીલક ભાલ;
પેણાની પ્રાપ્તિ હવી, એવો પિતા તુજ દયાળ. ૩

તે પિતાની પક્ષ કરતાં, લાજે નહીં અજ્ઞાન;
જો શરણ આવે અર્જુનને, તો આપું જીવતદાન. ૪
એવાં વજ્ર વાયક સાંભળી, ને બોલ્યો વૈષ્ણવજન;
શરણ અર્જુનનું નથી મારૂં, જો જડે જુગજીવંન. ૫
શ્રીકૃષ્ણ અર્જુન એક છે, એમ વદે સરવ પુરાણ;
તુંથી ભક્તિ મારગ વેગળો, શું ગર્વ કરે છે અજાણ. ૬
જેણે કર્ણ મરણ પમાડીયો, જે શત્રુ પાંડુ કુમાર;
તે શત્રુની સેવા કરે, તારી બુદ્ધિને ધિક્કાર. ૭
એવાં વજ્ર વાયક સાંભળીને, બોલ્યો કર્ણ કુમાર;
અમો કસ્યપકુળના તંન છું, તું શું કરે અહંકાર. ૮
પિતામહ મારા વિશ્વ પ્રકાશી, કરતા હરતા સુરજ;
હું યુધિષ્ટિરનો આજ્ઞાકારી, અર્જુનનો ભતરીજ. ૯
હે નૃપાત્મજ રખે નાસતો, મારાં બાણ જાણીને વીજ;
તું વૈર સુચવવા સુધન્વા, શું મુકે વિષનાં બીજ. ૧૦
તવ સુધન્વારે બોલીયો, તું શું કરે આપ વખાણ;
રણમાં પરાક્રમ જે કરીશ, તે જણાશે નિર્વાણ. ૧૧
અમો સુરજવંશી શુદ્ધ ક્ષત્રી, પાળું અગ્નિ હોત્ર;
હું હંસધ્વજનો પુત્ર છું, મધુસૂત્ર મારૂં ગોત્ર. ૧૨
પણ શર મારૂં પેખજે, જીતું તુંને પળમાત્ર;
એવું કહી શરવૃષ્ટિ કીધી, ભેદ્યું કર્ણ કુંવરનું ગાત્ર. ૧૩
ત્યારે વૃષકેતુ કોપે ચડ્યો, કર્યું ધનુષ મંડલાકાર;
અસ્ત્ર મૂકયાં તેથી અભ્ર ઢાંકયો, રવિ થયો અંધકાર. ૧૪
એક એકનાં કવચ છેદે, હય સારથી થાય નાશ;
વીરને અંગે અસ્ત્ર ચોંટ્યા, દિસે પુષ્પિત જેમ પલાશ. ૧૫
મહા ક્રોધિત થયા બન્યો, ઘણું જુદ્ધ લાગ્યું ધીર;
ઉભય દળ સહુ ત્રાસ પામ્યું, કરથી શસ્ત્ર પડીયાં વીર. ૧૬
કર્ણ કુંવરના અંગ માંહે, મર્મસ્થ માર્યાં બાણ;

ત્યારે મૂર્છા થઇ વૃષકેતુને, પડયું સેનામાં ભંગાણ. ૧૭
જ્યારે સુભટ સર્વ શિથીલ દીઠા, કરતા પાછા પ્રયાણ;
ત્યારે રથ હંકાવ્યો પારથે, ગ્રહ્યું ગાંજીવ પાણ. ૧૮
સુધન્વા સન્મુખ આવિયો, સાચો તે ઉન્મત્ત;
ધનુષ પ્રતિંચા ચાપ ચડાવી, પુર્યો શંખ તે દેવદત્ત. ૧૯
તે સ્વર્ગ લોકે શબ્દ પહોંચ્યો, ખળભળ્યાં સપ્ત પાતાળ;
શું પાવક પ્રગટયો પ્રલેનો, એમ અર્જુન ક્રોધની જ્વાળ. ૨૦
તે શંખનાદને સાંભળી, ને આવ્યા કપિ હનુમાન;
પારથ વીરની ધ્વજાએ બેઠા, જેમ ગિરિ ઉપર ભાણ. ૨૧

વલણ

ભાનુવત્ છે કાંતિ જેની, સોહિયે સીતાપતિનો દાસ રે;
અર્જુનનું આવવું દેખીને, સેના પામી ત્રાસ રે. ૨૨

રાગ મારૂની દેશી

નાસે સેના કરતી વાત, રે અર્જુન આવ્યો રે;
જેનું વીર નામ વિખ્યાત, એ અર્જુન આવ્યો રે. ૨૩
જેને સખા શ્રી ભગવાન, રે અર્જુન આવ્યો રે;
જેની ધ્વજાએ કપિ હનુમાન, એ અર્જુન આવ્યો રે. ૨૪
જેની નૃપતિ કરે સહુ સેવ, રે અર્જુન આવ્યો રે;
જેણે યુદ્ધે સંતોષ્યા મહાદેવ, એ અર્જુન આવ્યો રે. ૨૫
જેણે ઇંદ્રનો ઉતાર્યો અહમેવ, રે અર્જુન આવ્યો રે;
જેણે જીત્યા દ્રોણ ગાંગેવ, એ અર્જુન આવ્યો રે. ૨૬
જેનો પ્રતાપ પાવક સમાન, રે અર્જુન આવ્યો રે;
તેજે કરીને શું બીજો ભાણ, એ અર્જુન આવ્યો રે. ૨૭
સીતલતાએ જેવો ચંદ્ર, રે અર્જુન આવ્યો રે;
ગંભીરતાએ બીજો સમુદ્ર, એ અર્જુન આવ્યો રે. ૨૮
હરિશ્ચંદ્રના સરખું સત્ય, રે અર્જુન આવ્યો રે;

ગુણે કરી બીજો ગણપત્ય, એ અર્જુન આવ્યો રે. ૨૯
જેવો રૂપે બીજો કામ, રે અર્જુન આવ્યો રે;
ધનુષધારી બીજો રામ, એ અર્જુન આવ્યો રે. ૩૦
કૃપાએ શિવ સરખો દયાળ, રે અર્જુન આવ્યો રે;
ક્રોધે કરીને બીજો કાળ, એ અર્જુન આવ્યો રે. ૩૧
અચળ જુદ્ધે જેવો મેર, રે અર્જુન આવ્યો રે;
ધને જીત્યો યક્ષ કુમેર, એ અર્જુન આવ્યો રે. ૩૨
અક્ષય ભાથાએ ભગીરથ, રે અર્જુન આવ્યો રે;
નથી જીતવા કો સમરથ, એ અર્જુન આવ્યો રે. ૩૩

વલણ

સમરથ જીતવા કો નથી, એમ કહેતાં નાસે વીર રે;
ઉભા રાખે છે સુધન્વા, આપે નિજ બળથી ધીર રે. ૩૪

રાગ કાફી

ધીરજ આપી સુધન્વાએ, સૈન્ય સઘળું વાળિયું;
ભ્રગુટી ધનુષાકાર કરીને, અર્જુન સામું ભાળિયું. ૩૫
સમસ્યા સારથીને કીધી, ક્રોધે રથ હંકાવ્યો;
ઉત્તરમાં ઊનાઈ જેમ આવે, તેમ અર્જુન સામો આવ્યો. ૩૬
જેમ ઇંદ્રજીતના સામા આવે, લક્ષ્મણજી બળવંત;
જેમ શંકર સામા યુદ્ધ કરવા, આવે શ્રી ભગવંત. ૩૭
સુધન્વા તે રીતે આવ્યો અર્જુનને રે હકારી;
સમર તારા સારથીને તો, ઉગરે ગાંડીવધારી. ૩૮
ઘણે ઠામે તું જીત્યો અર્જુન, સામળિયાની સહાય;
માટે શિઘ્રે તેડ તારા સારથીને, તો અનુકુળ કંઇએક થાય. ૩૯
ત્યારે અહંકાર કરી અર્જુન બોલ્યો, સામળિયો કાં સંભારું;
હું ભુજબળે જીતું શત્રુને, નથી સામળિયા સારૂં. ૪૦
રથ હાંકયો કુરૂક્ષેત્રમાં, હરિયે રણગણતી વાટે;

સારથી શ્રીકૃષ્ણ થયા, કંઈ જુદ્ધ શીખવા માટે. ૪૧
ભીષ્માદિક સરવને જીત્યા, મૂકાવી વૈરાટ ઘેર ગાય;
તે દહાડે શું સારથી હતા, મારે જાદવ રાય. ૪૨
ભીલ રૂપે થઇ વનમાં આવ્યા, જુદ્ધે પતિ કૈલાસ;
તે દહાડે શું સામળિયાજી, હુતા માહરી પાસ. ૪૩
નિવાદકવચ કપોત મેં માર્યો, ને રાખ્યું ઈંદ્રાસંન;
તે દહાડે શું સારથી હતા, મારે દેવકી તંન. ૪૪
એવું અર્જુનનું અભિમાન સાંભળી, બોલ્યો રાજકુમાર;
વિશ્વંભર વિશ્વવ્યાપક છે, નથી વેગળો એ લગાર. ૪૫
તમો ભક્ત થઈ બોલતાં ચૂકો છો, પણ અમો સત્ય ન ચૂકું;
અર્જુન કૃષ્ણ આવ્યા વિના, તુને જીવતો નહીં મૂકું. ૪૬
હંસધ્વજ તણો બાળકો હું, સતિ તણો સુત કહાવું;
તો તુજ પાસે ત્રિકમજીને, ત્રાહે ત્રાહે કરી તેડાવું ૪૭
એવું કહીને ધનુષ્ય તાણ્યું, સામી તે ક્રોધની મીટે;
ત્યારે દ્વિગુણી ક્રોધ કંઇ તેને વ્યાપ્યો, વૈષ્ણવનું બળ દીઠે. ૪૮
ધનુષ્ય મંડલાકાર કરીને, ટંકારવ બહુ કીધો;
રીશે ભરાયો શૂર પૂર ને, શર ભાથેથી લીધો. ૪૯
શત સહસ્ર અયુત ધારી, લક્ષ કોટિ અપાર;
પરસ્પરે શરધારા વરસે, કો નવ પામે ઓસાર. ૫૦
એક એકનાં કવચ કાપે, ધનુષ્ય પ્રતિંચા છેદે;
એક એકના સારથી પાડે, હૃદય કમળને ભેદે. ૫૧
ત્યારે અસ્ત્રવિદ્યા અર્જુને સાધી, મૂકચો હુતાશંન;
સુધન્વાએ મંત્ર બળે કરીને, વરસાવ્યો પર્જન્ય. ૫૨
ત્યારે પારથે પવનાસ્ત્રી મૂકયું, સુધન્વાએ સર્પ;
સમાન ઉતર્યાં શસ્ત્ર વિદ્યાએ; સુભટ બન્યો નૃપ. ૫૩
લઘુલાઘવી વિદ્યા કીધી, સુધન્વા સમર્થ;
ઘોડા વીંધી સારથ પાડચો, પારથ કીધો વિરથ. ૫૪

વલણ

વિરથ કીધો અર્જુનને, એ અભિમાને શું નવ થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ કીધી સામળિયે સહાયરે. ૫૫

રાગ કાફીની દેશી

તું તો તેડ તારા ત્રીકમને, સમર સહાય કરે ભગવાન;
અલ્યા ગર્વ કરી ભૂલે કાં કૃષ્ણને, હું ઉતારૂં તારૂં અભિમાન. ૫૬
બોલ્યો સુધન્વા સમરથ, ચેત હવે માર્યો રે પારથ;
બળ જશ તેં ખોયું અભિમાને, સ્મર સાહે કરે ભગવાન. ૫૭
એવું કહીને છેદ્યો રથ દંડ, કવચ કાપી કીધું શતખંડ;
ધનુષ પ્રતિચા છેદન કરી, આ માર્યો અર્જુન સમર રે હરિ. ૫૮
ઘોડા ચાર પાડ્યા મહારથી, મૃત્યુ તુલ્ય કીધો સારથી.
ધ્વજાએથી પાડયો હનુમાન, આ માર્યો અર્જુન તેડ ભગવાન. ૫૯
સાંધી પ્રતિંચા કર્યો ટંકાર, બેઠો સારથી ઉઠ્યા તોખાર;
ગાજ્યો અર્જુન ક્રોધ જ કરી, સુધન્વાએ વિરથ કીધો ફરી. ૬૦
સવ્યસાચીનું ભેદ્યું રૂદે, રૂધીર ધારા થઈ છે ઉદે;
અકળાવ્યો અર્જુન અતિઘણું, ત્યારે સ્મર્ણ કીધું કેશવજીતણું. ૬૧
સામળીયા મારી કરજો સહાય,પળમાત્રમાં આવ્યા શ્રીજદુરાય;
હરી બેઠા ગ્રહી પરાણો ને રાશ, એવા સ્વામી છે અવિનાશ. ૬૨
આવ્યા ઓચીંતા વનમાળી, પિતાંબરની પલવટ વાળી;
પાર્થને કહે શ્યામ શરીર, થા વહેલો તું વડહથ વીર. ૬૩
ત્યારે વિસ્મે પામ્યો પાંડુકુમાર, અંત્રીક્ષ હવે કરે જયજયકાર;
સુધન્વાએ દીઠા સુંદર શ્યામ, ધનુષ મૂકી કર્યો રે પ્રણામ. ૬૪

વલણ

પ્રણામ કીધો કૃષ્ણને, ત્યારે રીઝ્યા વૈકુંઠરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાય રે. ૬૫

રાગ સામેરી

ત્યારે અર્જુન આશ્ચર્ય ધરતો, સ્તુતિ સામળીયાની કરતો;
પછી બોલ્યા મેઘ વર્ણ ગાત્ર, તુંથી હું અળગો નથી પળમાત્ર. ૬૬

ઢાળ

પળ માત્ર હું અળગો નથી, છે સુક્ષ્મ પ્રીતનો પંથજી;
જીત સુધન્વાને સવ્યસાચી, એમ બોલ્યા કમલાકંથજી. ૬૭
ત્યારે નૃપાત્મજને કહે અરજુન, લે ધનુષ કર સંગ્રામજી;
ભય પામ્યો દેખી ભગવાનને, શું કરે છે પ્રણામજી. ૬૮
ત્યારે અર્જુનને કહે સુધન્વા, પધાર્યા સુંદર શ્યામજી;
પ્રતિજ્ઞા મારી પાળી હરીએ હવે યુદ્ધનું શું કામજી. ૬૯
માત તાત ને ભ્રાત ભગની, રંક પુરના જંનજી;
સરવે પ્રાણી સંતુષ્ટ થાશે, કરી હરિ દરશંનજી. ૭૦
ત્યારે પાર્થ કહે જો કાયર હતો, ત્યારે શાને ધર્યાં આયૂધજી;
અશ્વ આપીને પાયે લાગો, અથવા કરોની યુદ્ધજી. ૭૧
ત્યારે સુધન્વા કહે જુધ કરવું, થા શીઘ્રે પાંડુ કુમારજી;
હરિને જોઇને સંસાર જુએ, તેની બુદ્ધિને ધિક્કારજી. ૭૨
એવું કહીને ચાપ લીધું, કીધું મર્ણનું મંનજી;
સામળિયાનું શરણ પામું, છુટું આવાગમંનજી. ૭૩
ત્યારે સુધન્વાને કહે અર્જુન, ક્રોધ અંતર માંહેજી;
તારૂં મુસ્તક ત્રણ બાણે છેદું નહિ તો, ચંદ્રવંશી નરકે જાયેજી. ૭૪
અકસ્માત એમ અણવિચારે, પ્રતિજ્ઞા પારથે કીધજી;
રે અહંકારી કહી હસ્ત બે ઘશીયા, ધુણાવ્યું હરિએ શીશજી. ૭૫
ત્યારે સુધન્વા બોલીઓ, હરિ ચર્ણ રૂદે ગ્રહું હુંયજી;
સુર્યવંશી ફરી મારા નરકે જાયે, જો ત્રણે બાણ છેદું ન હુંયજી. ૭૬
થઇ દ્રઢ પ્રતિજ્ઞા બેહુની, પૂર્વજ વ્યાકુળ થાયજી;
સોમવંશી સૂરજવંશી. આવી અંતરીક્ષ ઉભા ત્યાંયજી. ૭૭

સુરજવંશી સ્તવે હરિને, સુધન્વા જીતાવોજી;
ચંદ્રવંશી સ્તવે હરિને, અર્જુનને દીપાવોજી. ૭૮
ત્યારે મસ્તક ધુણાવી અર્જુન પ્રત્યે, બોલ્યા ક્રોધે શ્રીહરીજી;
આટલે જુદ્ધે નવ પડ્યો તે કેમ, મરશે ત્રણ બાણે કરીજી. ૭૯
ત્યારે અર્જુણ કહે મુને ક્રોધ વ્યાપ્યો માટે બોલતાં ચુક્યો મહારાજજી;
હુંથી સુધન્વા નવ મરે. પ્રભુ રાખો મહારી લાજજી. ૮૦
ધર્મસંકટ પડ્યું કૃષ્ણને, હવે પક્ષ કહોની કઈજી;
કોના નાંખું નરકમાં, કોના પિત્રીને ઉગાઈજી. ૮૧
સુધન્વા કરે સ્મર્ણ હરિનું, અર્જુન લાગે પાયજી;
સૂર્ય ચંદ્રને વાદ લાગ્યા, હરિ કરશે કોની સહાયજી. ૮૨
અર્જુનને શ્રીકૃષ્ણ કહે, હવે શોચનાએ શું થાયજી;
મુકની ત્રણ બાણ તાહરાં, જે થનાર હોય તે થાયજી. ૮૩
ત્યારે કાલ ચંદ્ર કાલાગ્ની સરખો, કીધો સર સંધાણજી;
સુધન્વાને હંકારીને, અર્જુને મૂક્યું બાણજી. ૮૪
ચલકે પુકે ઝલકે મુખે, તેજ વ્યોમે વ્યાપીયું;
ત્રણ બાણ મુકી સુધન્વાએ, આવતું તે કાપીયું. ૮૫
નપુંસકની સ્ત્રી તણો જેમ, કામ મિથ્યા થાયજી;
તેમ બાણ મિથ્યા થઈ ગયું, પારથ વ્યાકુલ થાયજી. ૮૬
આનંદ પામ્યા સુરજવંશી, અંત્રીક્ષ આવી રહ્યાજી;
જે ચંદ્રવંશી પારથના, તે રૂપે ઝાંખા થયાજી. ૮૭
શ્રીકૃષ્ણ કહે હો સવ્યસાચી. બાણ બીજું લીજેજી;
અર્જુન કહે મુને શકતી નથી તો, શર ધરી શું કીજેજી. ૮૮
એમ કહી બીજું બાણ લીધું, શ્રીકૃષ્ણે મોટું પણ કર્યુંજી;
ફરશુરામ અવતારનું પુણ્ય, લઇ બાણને અગ્રે ધર્યુંજી. ૮૯
પહેલાં બાણ મૂક્યું હતું છાનું, પુન્ય કૃષ્ણા અવતારનું;
તે બાણ મિથ્યા થઈ ગયું, તું જો જે બળ આ વારનું. ૯૦
વચન સાંભળી સામળિયાનું, ધનંજય મન હરખીયું;

કપીધ્વજ કહે ચેત સુધન્વા, ધનુષ ગાંડીવ આકર્ષીયું. ૯૧
પારથ પ્રત્યે કહે સુધન્વા, ધન્ય ધન્ય પાંડુ કુમારજી;
તુજ અર્થ પુણ્ય પોતાતણું, શરમાં મૂકે વિશ્વાધારજી. ૯૨
ફરશુરામે નક્ષત્રી કરી, કશ્યપને આપી ધરાજી;
આ બાણમાં તે કૃષ્ણે મૂકયા પુણ્યના મંત્ર આકરાજી. ૯૩

વલણ

આકરા મંત્ર ફરશુરામના, આ બાણ માંહે મુકયા સહી;
પણ બ્રહ્મહત્યાનું પાપ મુજને, જો એ બાણ હું છેદું નહિ. ૯૪

રાગ—વેરાડીની ચોપાઈ

એમ ઉગ્ર પ્રતિજ્ઞા કુંવરે કરી, ચેત અર્જુન શિક્ષા દે હરી;
પિત્રી દેવને વિમાસણ થાય, ફરશુરામ મંત્ર કેમ મિથ્યા થાય. ૯૫
છે ઘોર પાપ બ્રહ્મહત્યાતણું, આ સમે સુધન્વા ચૂકયો ઘણું;
ગાજ્યો અર્જુન મહા બળવંત, તાણી પ્રતિંચા કર્ણ પર્યંત. ૯૬
અતુલ ભુજ એ પુરણ ભરી, મુકયો શર મહા ક્રોધજ કરી;
ફરશુરામ પુણ્યના ઓઘ અપાર, ગાજે ચળકે અર્કાકાર. ૯૭
શું વિષધર છૂટયો ક્રોધે ભર્યો, તેમ સુધન્વા ઉપર સંચર્યો;
ચલક ચલક ચલકારા થાય, સુભટ સર્વને હણતો જાય. ૯૮
તે કાલવત દીઠો આવતો, બ્રહ્માંડ ત્રણે દીપાવતો;
અગ્રભાગ જોતાં હંસ હરે, નાના શબ્દ પુંઠે પરહરે. ૯૯
દારૂણ શર જે અર્જુન તણો, સર્વે જાણ્યું સુધન્વા હણ્યો;
નૃપનંદન ધરે હરિનું ધ્યાન, ધનુષે શર કીધો સંધાન. ૧૦૦
ક્રોધથી શર મૂકયો ફરી, દિપ્તમાન દિશા સર્વ કરી;
સુસવાટ કરી સામો સંચર્યો, અર્જુનનો શર બે કટકા કર્યો. ૧૦૧
નિર્ધનના મનોરથ મિથ્યા થાય, તેમ બાણ મિથ્યા થયું પળમાંય;
ત્યારે ધન્ય ધન્ય (સહુએ) સુધન્વા કહ્યો, ધનંજય ત્યાં ઝાંખો થયો. ૧૦૨
હસ્ત ઉછાળતો દીઠો અર્જુન, ધીરજ દે બોલ્યા જગજીવન;

તું કાઢ કીરિટી ત્રીજું બાણ, એથી સુધન્વા પડશે નિર્વાણ. ૧૦૩
અર્જુન કહે મુને નથી વિશ્વાસ, તો હવે શું કરૂં જીત્યાની આશ;
એવું કહી કાઢયું એક બાણ, તે કરમાં લીધું પુરુષ પુરાણ. ૧૦૪
મંત્ર કલ્પના કરી ગોપાળ, શરમધ્યે સ્થાપ્યા અતિકાળ;
શર પૂંઠે સ્થાપ્યા કમલાસન, શરમૂખે સ્થાપ્યા પંચવદન. ૧૦૫
રામાવતારમાં જે પુણ્ય કર્યું, તે બાણ માંહે લેઇને ધર્યું;
બીજા કલ્પના માત્ર જે કહી, અર્જુનને શર આપ્યો શ્રીહરી. ૧૦૬
મૂક બાણ આ અર્જુનરાય, એ સર્વથા નહીં નિષ્ફળ થાય;
સવ્યસાચીએ શર તે ધર્યો, ત્યારે સુધન્વા વાણી ઉચર્યો. ૧૦૭
હે અર્જુન રખે કરે અહમેવ, શ્રીકૃષ્ણે સ્થાપ્યા છે ત્રણ દેવ;
રામાવતારનું મૂકયું પુણ્ય, મારૂં મરણ વિચાર્યું મંન. ૧૦૮
પણ શ્રીકૃષ્ણ અયુક્ત આચરે નહિ, (મુને) મુક્તિ આપવાની ઇચ્છા થઈ;
જો પ્રાપ્તિ થઇ પરમેશ્વર તણી, તો જીવત ઇચ્છા અળખામણી. ૧૦૯
આવો સામો નવ આવે ફરી, નિજપદ મુજને આપે શ્રીહરિ;
હરિ જોઇને ફરી જોવો સંસાર, તેની બુદ્ધિ ભક્તિને ધિક્કાર. ૧૧૦
મરણ ભય મનમાં નવ ધરૂં, પારથવીર પ્રતિજ્ઞા કરૂં;
તારૂં પણ પાળે છે જેહ, પ્રતિજ્ઞા મારી પાળશે તેહ. ૧૧૧
મિત્રદ્રોહ સ્વામિદ્રોહ કરે, ગુરુ દ્રોહનું કર્મ આચરે;
જે મિથ્યા બોલે નિર્વાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૧૨
છલવિદ્યા સાધુ સંગાથે રમે, ભરથાર પહેલી નારી જમે;
ઉજાડે ગામ ભાંગે નવાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૧૩
જે પરસ્ત્રીને દે આલિંગન, કે દાવાનળ લગાડે વન;
જે મારગમાં રોકી લે દાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૧૪
વિશ્વાસ આપી કરે જે ઘાત, તજે સ્ત્રી પિતા ગુરુ માત;
કપટે જળમાં બોળે વહાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૧૫
જે વેચે કન્યા પૃથ્વી ને ગાય, સ્ત્રી વા પુરુષ નગ્ન થઈને ન્હાય;
આપી ધન કરે આપ વખાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૧૬

પૂર્વજ મારા નર્કમાં જાય, લાંછન પિતામહ સૂર્યને થાય;
કરે સ્નાન રજસ્વલા રૂધિર પ્રમાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૧૭
એમ ઉગ્ર પ્રતિજ્ઞા કુંવરે કરી, ગાજ્યો સૂર્યવંશી મહાબલ ધરી;
સાંભળી વાણી સુધન્વા તણી, ત્યારે અર્જુન જોયું ભૂધર ભણી. ૧૧૮
ત્યારે કૃષ્ણ કહે કાં થાય છે વ્યગ્ર, મૂક બાણ તું થાની શીઘ્ર;
સ્નેહ વચન શ્રીહરિનાં સાંભળી, સિંહનાદ કીધો મહાબળી. ૧૧૯
નાગ ઉત્તમ બળે આકર્ષ્યું ચાપ, મૂક્યું બાણ શ્રીકૃષ્ણ પ્રતાપ;
પ્રલય સમે જેમ કોપે કાળ, મૂકે ત્રિશૂળ જેમ શ્રીપશુપાળ. ૧૨૦
જાણે બાણ વરસતો અંગાર, જેમ આકાશથી તૂટી પડે તાર;
સુમેરૂગિરિનું શ્રૃંગ તોડશે, અથવા ગગન ગોલોક ફોડશે. ૧૨૧
સમુદ્ર સાતેને શોશશે, કે દશે દિશાઓ શું એ લોપશે?
શું પાતાળ સપ્તનાં પડ ફાડશે, કે ઈંદ્રાસન ઉખેડી નાખશે? ૧૨૨
એ પ્રલય બ્રહ્માંડને કરશે, તો સુધન્વા કેમ ઉગરશે?
સૂરજ ચંદ્ર વિસ્મય થાય, ઉગરે કોણ નરકે કોણ જાય? ૧૨૩
ઘોર શબ્દ કરતું જાય બાણ, સુધન્વાએ શર કીધો સંધાણ;
શ્રીકૃષ્ણ રૂપ રૂદયામાં નરખી, સામું બાણ મૂક્યું આકર્ષી. ૧૨૪
જેમ અંધની સ્ત્રીનો મિથ્યા શણગાર, જેમ કૃતઘ્ની ઉપર ઉપકાર;
નિર્ધનના મનોરથ મિથ્યા જાય, તેમ શર મિથ્યા કીધો પળમાંય. ૧૨૫
જ્યારે અર્જુનનું મિથ્યા ગયું બાણ, ગયાં ચંદ્રવંશીનાં એંધાણ;
સુધન્વાનો શર સબળ ભર્યો, અર્જુનનો શર બે કટકા કર્યો. ૧૨૬
તે જોઇને પાર્થને મુર્છા વળી, ચંદ્ર મંડળ હેઠું આવ્યું ચળી;
જ્યારે ડગ્યા પૂર્વ જ સૌ ઇંદ્ર આદ, સૂરજવંશી ગાજે ઘન નાદ ૧૨૭
ભીષ્માદિક પિત્રી ખેદ પામતા, વિધુમંડલ પામ્યું શામતા;
હાહાકાર ત્રણ લોકમાં થાય, જે ચંદ્રવંશી નરકે જાય. ૧૨૮
રવિવંશ કેરાં વાગ્યાં નિશાન, પણ બેઉ પક્ષ રાખશે પુરૂષપુરાણ;
અર્જુનનું જે અર્ધું બાણ, મુખે થાપ્યા છે પીનાકપાણ. ૧૨૯
પશ્ચાદ ભાગ અવનિ પર પડ્યો, અગ્ર ભાગ આકાશે ચડ્યો;

અર્ધ બાણ અર્ધ ચંદ્રાકાર, સુધન્વાને કંઠે કીધો પ્રહાર. ૧૩૦
મુકુટયુક્ત કુંડલ લોલ, વદે રામકૃષ્ણ વાણી કોમલ;
એવું સુધન્વાનું છેદ્યું શીશ, બન્યો પણ રાખી જુગદીશ. ૧૩૧
કબંધ જે સુધન્વા તણું, મુસ્તક વિના ઝૂઝે અતિ ઘણું;
ઉઠાડ્યા અર્જુનને હસ્તે કરી, શિરવિણ કબંધ દેખાડે શ્રીહરી. ૧૩૨
ત્યારે હરખ્યો પાર્થ લાગ્યો પાય, ચંદ્રવંશમાં જયજય થાય;
ભણતું રામકૃષ્ણ જુગદીશ, આવ્યું કૃષ્ણ કને વૈષ્ણવ શીશ. ૧૩૩
લલકે કુંડલ ઝલકે કળા, છુટા કેશ શોભે મોકળા;
જય કંસ નિકંદન મર્દનકાળી, વિઠ્ઠલ વાસુદેવ વનમાળી. ૧૩૪
જય સિતાપતિ અંતરયામી, ગોપીનાથ ગરુડાગામી;
મુક્તિ સુખ હરિ આપો મુજને, એમ કહેતું આવ્યું કેશવ કને. ૧૩૫
શ્રીહરિએ હાથમાં મુસ્તક ગ્રહ્યું, આ જો અર્જુન ભગવાને કહ્યું;
તુજ માટે મેં કીધો ઉત્પાત, એમ કહી રોયા જુગના તાત. ૧૩૬
જોતાં દેવ પિત્રી સેન્યા સમસ્ત, મુસ્તક ઉપર મૂક્યો હસ્ત;
નિસર્યું તેજ મુખમાંથી બહાર, તે તેજ પીધું દેવ મોરાર. ૧૩૭
જોઈ દેવે કર્યો જયજયકાર, સુધન્વા પામ્યો ઓદ્ધાર;
કૃષ્ણે મુસ્તક ઉછાળ્યું આકાશ, આવ્યું હંસધ્વજની પાસ. ૧૩૮

વલણ

પિતા પાસે આવી પડ્યું, મુસ્તક જે સુધન્વા તણું;
રામકૃષ્ણ મુખે બોલતું, શશિવત સોહામણું. ૧૩૯

## સામળ

### નાપિકની વાર્તા

ચોપાઈ

પ્રથમ શારદાને કરૂં પ્રણામ, મુજ મુખ દેજ્યો સુંદર વાણિ;
ગાઊં હેતે વિક્રમચરિત્ર, જે સાંભળ્યેથી થાઇ પવિત્ર. ૧
ઊજેણી નગરીનો ભૂપ, જેમાં કંદ્રપ સરિખૂં રૂપ;
તેહ તણૂં સિંહાસન સાર, લાવ્યો ભોજ ન લાગી વાર. ૨
દેખંતાં ઉપનૂં હેત જ ઘણૂં, લીધૂં મુહૂરત બેઠા તણું;
ઉચ્છવ મંગલ ઠામો ઠામ, જોવા મળ્યૂં સહુ બાધૂં ગામ. ૩
દુંદુભીના ઢમકારા થાય, ગુણિજન તિહાં બહુ ગુણ ગાય;
ધ્યાન ઇશ્વિરીનૂં મન ધરે, આસન બેઠાની ઇચ્છા કરે. ૪

દુહા

રાજા ભોજે પગ ધર્યો, જોઇ સુમુહૂરત લાગ;
બોલી શામકા પુતળીઃ રાય મ ધરસ્યો પાગ. ૫
આગે સિંહાસન ઇન્દ્રનૂં, કહિઇ તે તો સાર.
( તે ) વિક્રમ જીતિ લાવિયો, પ્રાક્રમ અપરંપાર. ૬
તે સરિખા દાતા થસ્યે, ( તેહને ) બેઠાનો સંજોગ;
અવર બીજો કોઈ બેસશે, તેને થાસ્યે રોગ. ૭
ભોજ કહેઃ સૂંણ પુતળી! વિક્રમમહિમા જેહ,
જથારથ હોઈ તે કહો, સૂણૂં કાન હૂં તેહ. ૮
કહે શામાઃ સૂણ રાયજી! પાંચે પાતિક જાઇ;
વિક્રમમહિમા સાંભળે, પાપી પાવન થાઇ. ૯

ચોપાઈ

ભોજ પ્રતે શામા કહે વાત, રહ્યો સાંભળવા જોડી હાથ;
નગર ઊજેણી અદ્દભુત ઘણી, શી કહૂં સોહા હૂં તે તણી. ૧૦
નવતેરી નગરી અનૂપ, કરે રાજ્ય તિહાં વિક્રમ ભૂપ;
ધર્મવંત સહુ બાધા લોક, નહિ કોને વ્યાધિ ને શોક. ૧૧
બોલ ધર્મ સહુ સત્ય આચરે, કુલ આચાર આપે સહુ કરે;
વાજે પંચ શબ્દ નીશાણ, નગર જાણે ઊગમતો ભાણ. ૧૨
ફરે છત્ર રાજાને શીશ, જેને પ્રસન્ન ઉમિયાને ઇશ;
એટલે તિહાં આવ્યો એક સિદ્ધ, તેહને પાસે છે નવનિધ. ૧૩
તેને માથે ગોરખનો હાથ, તેહનૂં નામ મણિમાણિકનાથ;
કાનફટો મુદ્રા છે કાન, શિંગી સેલી પરમ નિધાન. ૧૪
ભગુવાં વસ્ત્ર કંથા ધરી અંગ, શિષ્યગુરૂ નહિ કોઇ સંગ;
કોઇક સમે તિહાં આવી ચઢ્યો, વિક્રમરાયની દ્રષ્ટે પડ્યો. ૧૫
સભા સમેત ઉઠ્યો રાજન, ગોસાઈનૂં કરવા પૂજન;
સામા આપ ગયા છે રાય, કરી દંડવત લાગા પાય. ૧૬
સિદ્ધ આપ સિંહાસન ઠરે, રાજા પોતે ચમર જ કરે;
ખાનપાન મેવા પકવાન, લવંગ સોપારી ઉજ્જ્વલ પાન. ૧૭
તરતીબ કરી પોતે રાજન, માણિકનાથનૂં માન્યૂં મન;
રહ્યા પરોણા દિવસ જ સાત, અરધ જામ ગઇ છે રાત. ૧૮
એક નાથ ને બીજો રાય, ત્રીજો નાપિક ચાંપે પાય;
કરે ગુહ્ય બેઠા બે ત્યાંહે, નાપિક બેઠો લહે મન માંહે. ૧૯

દુહા

માણિકનાથ કહે રાયજી! પ્રભાતે જાસ્યૂં પંથ;
કાંઈક માગ તૂં મૂઝ કને, ઇચ્છા હોઇ ચિંત. ૨૦
(તેં) ભક્તિ ભલી કરી માહરી, તે ઉસંકલ થાઊં;
વળી કોઇક દિન આવસ્યૂં, પણ કાલ્ય સવારે જાઊં. ૨૧

તાહરે વિક્રમ સ્તુતિ કરી, તમો ઈશ્વરનૂં રૂપ;
તમ પ્રતાપે નવનિધ છે, એમ કહે છે ભૂપ. ૨૨
ઉનમ એક મારે નથી, (છે) શાશ તમારો હાથ;
ઇમ કહેતાં પ્રસન્ન થયા, સિદ્ધ મણિમાણેકનાથ. ૨૩
નાપિક કાઢી મૂકિયો, રહ્યા એકલા તંત્ર;
પરકાયા—પરવેશનો, રાયનિ આપ્યો મંત્ર. ૨૪
કલેવર સુનૂં દેખીઈ, જેહમાં જીવન હોઈ;
સંગ કરે થાય જીવતો, (તો) મર્મ ન બુઝે કોય. ૨૫
રાજરિદ્ધ ઘરસૂત્ર છે, હસ્તી ઘોડા ને ધન;
એહ તમાસો શીખવ્યો, માહરૂં રીઝે મન. ૨૬
વળી કોઇક દિન આવસ્યૂં, તુઝને આણે ઠામ;
(તાહરે) ઇચ્છા હશે તે આપસ્યૂં, તુઝને આણે ઠામ. ૨૭
કરતાં વાત નિશા ગઇ, ઉગ્યો દિનકર ભાણ;
માગી શીખને પરવર્યા, પંથે સિદ્ધ સુજાણ. ૨૮

ચોપાઈ

મંત્ર આપીને સિદ્ધજ ગયા, રાજા મનોરથ સફલા થયા;
પેલો નાપિક કાઢ્યો બારિ, તેણે મનમાં કર્યો વિચાર. ૨૯
સિધ્ધે નૌતમ આપ્યૂં હસ્યે, તેણે રાજા સુખિયો થસ્યે;
તે વસ્ત મેં દીઠી નહી, હવે રહૂં ને જાઊં કહિં. ૩૦
તેહનૂં દુઃખ હઇડામાં ધરે, ન ખાય અન્ન, ન નિદ્રા કરે;
હૈયૂં લઈ બેઠો તે પ્રાણ, જિમ બુડાં હોય સાતે વાણ. ૩૧
કાંઇ જાણે જે કાઢૂં જીવ; કાંઇ જાણે ઉપાસૂં શિવ;
એકે કામ ન સૂઝે પેર, ત્રુટી બાર પડયાં છે ઘેર. ૩૨
સ્ત્રીછોકરાં સંગ દુઃખજ ધરે, સ્યૂં થાશે સ્યૂં થાશે કરે;
તેહનૂં દુઃખ ન જાણે કોય, હણે હીયૂં ને ગાઢે રોય. ૩૩
બીજે દિન ગઇ મધ્ય રાતિ, કરે રાય રાણી સ્યૂં વાત;

ખાય પાન, ને કરે વિવાદ, સાંભળિયો નાપિકનો સાદ. ૩૪
ઊતરી પલંગથી ગોખે ગયો, એક ચિત્ત રાય આપે થયે;
દિશી વાત નીહાળી જોય, માહા દુઃખભેર રૂયે (છે) કોય. ૩૫
ધિક ધિક રાજ્યરિધ, માહરૂં સુખ, મારા દેશમાં કિમ હોઈ દુઃખ ?
ઝાલ્યૂં ખડગ ફેંટો શિર કસી, ઉતર્યો હેઠો આપે ધસી. ૩૬
સ્વર સાંભળી રાય ગયો તિહાં, નાપિક ઘેર રૂઇ છે જિહાં;
દ્વાર જઇ સાંભળવા રહ્યો, સ્ત્રીઇ બોલ નાપિકને કહ્યો. ૩૭
સ્યો પ્રકટયો છે તમને શોક, અર્ધ રાત્રે સંભળાવવો લોક;
આવડૂં દુઃખ પડયૂં છે કિમ ? સત્ય ન કહો દીકરાના સમ. ૩૮
કાલ્ય રાજાને ઘેર હૂં ગયો, તિહાં એક તમાસો થયો;
ગોસાંઇ ચેલો ગોરખ તણો, તેહને નેહ રાજાસ્યૂં ઘણો. ૩૯
(તેણે) માગ્ય માગ્ય રાજાને કહ્યૂં, તે પાસે બેઠાં મેં લહ્યૂં;
તે બે જણે કિધો વિચાર, મુને કાઢી મૂકવા બાહાર. ૪૦
બાહિર કાઢીને માગ્યૂં હસ્યે, કોણ જાણે તેથી સ્યૂં થસ્યે ?
તેનો મુઝને આવ્યો ખાર, મારા મનમાં પડિયો ભાર. ૪૧
સિદ્ધે આપ્યૂં તે હૂં લેયૂં, નેકર એને હત્યા દેયૂં;
મારે મરવું પડે છે આપ, તે રાજા પાપીને પાપ. ૪૨
મારો જીવ વણખુટે જસ્યે, રાજાનૂં સ્યૂં સારૂં થસ્યે ?
એહને ધન અધિકૂં ઘણૂં, વળી લીધૂં હસ્યે કાંઈ જોગી તણું. ૪૩
એહવો એ લોભી(યો) અપાર, તે વેલાં કાઢયો મુઝ બાર;
આસના વાસના સહુએ કરી, સમજાવ્યો બહુ હેતજ ધરી. ૪૪
અધિક પાંસળિયો ઉછી જાત્ય, સ્ત્રીભરતારે કીધી વાત;
એક એકને માંડી કહી, બાહિરથી વિક્રમે લહી. ૪૫
સાંભલી સર્વ નાપિકની પેર, આવ્યો રાય પોતાને ઘેર;
થયો પ્રભાત વાણું જાહરે, રાઈ નાપિક તેડયો તાહરે. ૪૬
ગયા સેવક વાળીને મુંદ, નાપિકને કહેઃ હવડાં ઉઠ;
રાજાજી તેડે છે તને, તે માટે મોકલિયા મુને. ૪૭

દુહા

નારી નાપિકને કહેઃ સુણિ રાજાઈ વાત;
તે ખબર થઇ રાયને, કરસ્યે તારી ઘાત. ૪૮
નાપિક કહેઃ હૂં મરી રહ્યો, નીચ જાતિ અજાણ;
સ્યૂં લુટસ્યે રાય માહરૂં, લેસ્યે મહારા પ્રાણ. ૪૯
એમ વિચારી આવિયો, દિધી રાયને આશ;
માન દેઇ બોલાવિયો, તેડયો પોતા પાસ. ૫૦
બિક નાણો મનમાં કસી, મુંઝાવો નહિ દેહ;
તુંને આપવા તેડિયો, જે મનમાં છે તેહ. ૫૧
તારે મન છે ઉરતો, વિહ્વલ છે તુઝ મન;
તૂં જાણે રાયને આપિયૂં, સિખ્યે અધિકૂં ધન. ૫૨
નથી દામ આપ્યો મુને, ન કરીશ મનમાં આશ;
વિદ્યા એક આપી મુને, માને દૃઢ વિશ્વાસ. ૫૩
તે નથી તારા કામની, તારે જોઇઇ ગર્થ;
માગે તો તુંને આપીઈ, જોઇઈ તેટલો અર્થ. ૫૪
ધન લે તૂં, આનંદ કર; મેટો મનનો શોક;
મંદિર પરવરો સુખસ્યૂં; દુઃખ ધરો તે ફોક. ૫૫

ચોપાઇ

રાજા આગળ નાપિક કહેઃ કર જોડીને ઉભો રહે;
ધન લેઇને હૂં સ્યૂં કરૂં, સાચવીને કો આગળ ધરૂં. ૫૬
જો મારા મનનું દુઃખ કાપ્ય, મંત્ર સિદ્ધનો મુજને આપ્ય;
ગોરખનાથનો ચેલો સિદ્ધ, અમુલખ હસ્યે તે તમને દીધ. ૫૭
તેની વિદ્યા મંત્રનો જોડ, તે આપે તો પોંહોચે કોડ;
મારા મનનો મેલ ન જાય, મંત્ર આપ્યે મુઝને સુખ થાય. ૫૮
રાજા કહેઃ ઘેલો તાહરૂં નામ, તે મંત્ર નાવે તારે કામ;
ફોકટ મંત્ર લેઇશ માહરો, અર્થ નહી સીઝે તાહરો. ૫૯

કહે નાપિકઃ નવિ આપો રાય! તો મારે નવિ ધરવી કાય;
આ દેહમાં પ્રાણ નહી ધરૂં, ઇશ્વર આણે જો નિશ્ચે મરૂં. ૬૦

દુહા

વિક્રમ રાય વિચારિયૂં, તેડ્યો નાપિક એકાંત;
મંત્ર હતો તે શીખવ્યો, ભાગી મનની ભ્રાંતિ. ૬૧
રખે બીજાને શીખવે, ઇમ કહ્યો ઉપદેશ,
સિદ્ધમંત્ર નાપિક થયો, પરકાયાપરવેશ. ૬૨

ચોપાઇ

ગયો નાપિક ઘરે ઉલટ ઘણો, રાખ્યો મંત્ર મહાસિદ્ધ જ તણો;
તે વાત તે ન જાણે કોય, અનેક દિવસ તે ઉપરિ હોય. ૬૩
તે વાત તો વિસારે પડી, એક દિવસ તે સેન્યા ચઢી;
રાજા વીર વિક્રમ મહારાજ, ચઢ્યો આપ મૃગયાને કાજ. ૬૪
અનમી જન વાંકા વેડાગ, નહી પગ મહેલણનો માગ;
વાજે દુંદુભી ઘનઘોર, વલ્યો નાદ નિશાને ઠોર. ૬૫
ઝલઝલતો પારો, ઉગતો ભાણ, શોભે વિક્રમ વીર સુજાણ;
પંચ કોડિનાં વસ્ત્ર છે અંગ, નવ કોડિનો મુગટ નવરંગ; ૬૬
બાણૂં કોડિનાં આભૂષણ ઘણાં, રતન અમુલક હીરે જડ્યાં;
નવ કોડે નવ લાખે તુરી, પલાણ પંચ કોડે પાખરી; ૬૭
રવિબિંબ આકારે છત્ર, જડિતમણિ ઉપર છે પત્ર;
કનક પુષ્પ વેરંતો જાય, જાચિક જશ અનેરો ગાય. ૬૮
નાનાં મોટાં જન સહુ કોય, ચઢી મોલ સહુ નારી જોય;
એ રીતે તે ચઢ્યો શકાર, આવ્યા નગરથી વન મોઝારિ. ૬૯
સાત મૃગ ઘેર્યાં છે રાય, રાવત સહુ તે કેડે જાય;
નાઠો એક બાંડો મૃગલો, તે પુંઠે રાજા એકલો. ૭૦
તે પગલાં પુંઠિ નાપિક જાય, તે નવિ જાણે વિક્રમ રાય;
એક જોજન જાતાં જવ ગયો, લશ્કર તો સહુ પાછળ રહ્યો. ૭૧

મૃગ થાકીને હેઠો પડ્યો, વિક્રમ જૈ પાછળથી અડ્યો;
રાજાઈ જવ સાંધૂં બાણ, હર્યાં હરણના આપે પ્રાણ. ૭૨
અરૂં પરૂં રાજાજી જુઈ, મનુષ્ય નામ નવિ દિઠૂં કોય;
વિચાર કર્યો આપે મનમાંહ, સિદ્ધ વચન સાંભરિયૂં ત્યાંહ. ૭૩
ખરો ખોટો મંત્ર કિમ જાણિઇ, જોઇ મૃગ સાથે નાણિઈ;
વેડંગ થકી ઊતર્યો નરેશ, મૃગની દેહમાં કર્યો પ્રવેશ. ૭૪
તે મૃગલો તો જીવતો થયો, એટલે તે સ્થાનક નાપિક ગયો;
પડ્યો દીઠો રાજાનો દેહ, તેને દૂધે વૂઠા મેહ. ૭૫
થયો રાજા પૃથ્વીપતિ દેશ, નાપિકે રાયમાં કર્યો પ્રવેશ;
તેમાં ક્ષણૂં ન લાગી વાર, થયો વેડંગે તે અસવાર. ૭૬
રાજા મંત્ર ખરો ભાવિયો, વિક્રમ રૂપ ધરવા આવિયો;
જુઈ તો કાયા જીવતી થઇ, બેઠો છે અશ્વ ઉપર જઇ. ૭૭
વિક્રમે વિચારૂં હાથનાં ઘડ્યાં, તે તો મારે મસ્તક પડ્યાં;
નાપિકે જાણ્યો મૃગ તે રાય, કાઢી ખડગ તે ઉપર ધાય. ૭૮
કાઢૂં ભાવહિ પ્રાણ લીજીઇ, સુખે રાજ્ય પૃથ્વી (નું) કીજીઈ;
વિક્રમે જાણ્યૂં લેસ્યે પ્રાણ, નાઠો મૃગલો વીર સુજાણ. ૭૯
સેન્યા સંઘ આવી તિહાં મલી, ગયો રાય તે સહુમાં ભલી;
(ભાઈ!) બાંડો મૃગલો જેનું નામ, મારે તેને આપૂં ગામ. ૮૦
એવો ખાર હઇડે લાવિયો, મૃગલો હાથ કોને નાવિયો;
રાજા મનમાં આણે ગર્વ, ઘેરચ આવ્યા સહુ રાવત સર્વ. ૮૧
ફર્યું નાપિક કેરૂં કર્મ, લહી શક્યો નહિ કોણે મર્મ;
અનમી રાવત જુહાર જ કરે, છત્ર અમુલક માથે ફરે. ૮૨
રાય દેહ, રાયનો શૃંગાર, રાયનાં વસ્ત્ર, રાયનો તોખાર;
ઉલટ ભરે હરખતો મન, આવે છે પોતે ભુવન. ૮૩
નારી વધાવે વિક્રમ વીર, છાંટે ગુલાબ તણાં તો નીર;
મુક્તાફળની થાળો ભરે, ભાવે બાળા મસ્તક ધરે. ૮૪
રતન, કનક ને ભાત્ય અમૂલ, વેપારી આવી વધાવે ફૂલ;

ઈમ હરખતો આપે જાઈ, વડી રાણીના મોહોલા માંહિ. ૮૫
રાવત સહુ વિદાય જ થયા, રાજાજી મોહોલામાં ગયા;
આજ્ઞા માગી વળ્યો પરધાન, જાયો પધારો કિધી સાન. ૮૬
એક દાસી દડબડસ્યૂં જાય, બોલે પધાર્યા વિક્રમ રાય;
રાણીજી સમરાવે વાટ, પથરાવ્યા કનકના પાટ. ૮૭
વેરે પુષ્પ પાછલ ચોપાસ, કસ્તુરી બેહેકે લીલવિલાસ;
કનક ઝારિ કરમાંહે ધરી, મુક્તા રત્નની થાલ જ ભરી. ૮૮
વધાવવા રાણી સંચરે, તે આગળ સખિયો પરવરે;
રાણી તો છે ચક મોઝારિ, બીજી સખિયો છે બહુ બાહાર. ૮૯
દેહ રાયની, નાપિકનો પ્રાણ, નહિ બુદ્ધિ તે છે અજાણ;
રાણીની જે છે સત સખી, એક તેમાં અધિષ્ઠાતા મુખી. ૯૦
તેણીઇ આવી કર્યો જુહાર, રાજાઈ જાણ્યૂં એ મારી નારી;
કર ઝાલ્યો તે કામની તણો, તેહ ઉપરિ નેહ આણી ઘણો. ૯૧
સકલ સ્ત્રીમાં વાહાલી તૂં, હેતે મોહોલે આવ્યો હૂં;
બીજી નારી તો જોઇ રહી, તે નારી તો ઝાંખી થઇ. ૯૨
એસ્યૂં રાજા બોલે આજ, એહના મનમાં નાવે લાજ;
પડદે રાણીઇ દીઠૂં દષ્ટ, આપ મનમાં પામી બહુ કષ્ટ. ૯૩
કાંઇક કપટ રાજાને થયૂં, ડાહાપણ એહનૂં તે કિહાં ગયૂં;
હેઠી મેલ્લી મોતી થાળ, ન વધાવ્યો, ન આણ્યો વાહાલ. ૯૪
તેહવૂં રૂપ ને તેહવો રંગ, બીજી ચાતુરી, બીજો ઢંગ;
રાય બેઠો પલંગે જઇ, સ્ત્રી જઇ આઘી ઉભી રહી. ૯૫
રાઇ આપવા માંડ્યાં પાન, હેત દેખાડે, દે બહુ માન;
સ્ત્રી કહે કાલ્ય કહી છે વાત, તે મુઝને સંભળાવો નાથ. ૯૬
કાલ્ય આપણે કીધૂં ભોજન, તે મુઝને કહો રાજન!
નાપિક બુદ્ધિ હીણો સ્યૂં કહે, મુખ સામૂં જોઇને હસે. ૯૭
રાણીમાં લક્ષણ બત્રીસ, હઇડા માંહે રાખી રીસ;
ઉરડામાં આવો એકાંત, કહૂં વાત ભાગીને ભ્રાંત. ૯૮

રાય ગયો ઉરડામાં વલી, રાણીઈ દીધી સાંકળી;
વાહાણામાં પૂછસ્યૂં પરધાન, તાહાર કેડે દેસ્યૂં માન. ૯૯
રાખ્યો નજરબંધીમાં તેહ, મનમાં ઉપનો છે સંદેહ;
પ્રાતરકાલ થયો જાહરે, રાણી પ્રધાન તેડયો તાહરે. ૧૦૦
છાની અકલ બાંધી બુધ, એહુ જણે વિચારી સુઝ;
એહ દુઃખ તો મેં કિમ કહેવાય? રૂપ જોતાં તો એ છે રાય ૧૦૧
લક્ષણ જોતાં મુરખપણૂં. બીજૂં પારખૂં કીધૂં ઘણૂં;
સમસ્યા તિહાં પામે શુદ્ધિ, રાણી પૂછે તે બહુ બુદ્ધિ. ૧૦૨

દુહા

નીર વિના તે નીપજે, પાપી પેદા થાય;
તેહને જવલો જિતસ્યે, તે તમે કહો ને રાય.—ભુખ. ૧૦૩
સિંગ સહિત જે જનમિયો, જોબનમાં સિંગ જાય;
જોબન ફીરિ વૃદ્ધ થયો, સિંગ ફરીને થાય.—ચંદ્રમા. ૧૦૪
જબ જાયો તબ ત્રીસ ગજ, જોબનમાં ઝંપાય;
વૃદ્ધ કાલે પણ ત્રીસ ગજ, તે કહો અમને રાય.—પડછાયો. ૧૦૫
હાથ, પગ, મુખ, નાસિકા, સાથે પંથ પળાય;
અનઉદક ખાઇ નહિ, તે કહો અમોને રાય.—છાયા. ૧૦૬
વણ પાણીઈ નીપજે, સર્વ વસ્તુમાં સાર;
જાણ હસ્યે તે પંડિતા, નહિ જાણે ગુમાર.—ગુણ. ૧૦૭
જૂના ઘર ઉપરિ વસે, પનર પાણિ વલ જેહ;
રાજા કરી થાપૂં તુને, અમને જો કહો તેહ.—પાઘડી. ૧૦૮
નારી જાતે ઉજળી, મુખ નાસિકાને નેણ;
અનઉદક નિદ્રા નહિ, મુખ ન બોલે વેણ.-સર્પની કાંચળી. ૧૦૯
નરથી નારી નીપજે, જેહથી શોભે નાર
પ્રથમ શોભે તેહને, જેહને શિર ભરતાર.—કાજળ. ૧૧૦
નવ ગ્રહમાં જે છે મુખી, તેહનો સહોદર હોય,
તેને નામે નામ છે. તે મુજ પાસે જોય.—ચાંદલો. ૧૧૧

મુખમંડણ પુરુષા તણૂં, દુશમનગંજન જેહ;
નારી વડે નર જાણીઈ, અમ આગળ કહો તેહ—મૂછ. ૧૧૨
વદન શ્યામ ને ગૌરવર્ણ, અમી ઝરંતો આપ;
તેહના સંગ થકી મટે, શોકાંતર મહાતાપ.—માનું થાન. ૧૧૩
સુરવાહનથી નીપજે, નારી દસ કે બાર;
તે નરતો નારી કને, જેનૂં ભાગ્ય અપાર.—ચૂડો. ૧૧૪
સિંધુસુતાપત તાસ તન, તા શત્રુ કહેવાય;
તે પ્રસન્ન અમને સદા, મન વિચારો રાય.—શિવ. ૧૧૫
ગોરીસુતવાહન તાસ રિપુ, રિપુકો સ્વામી હોય;
તેહ વલ્લભ મુઝ જીવને, અવર ન દુજે કોય.—શ્રીકૃષ્ણ. ૧૧૬
હેમસુતાપતિ શિર રહે, તાકો ચાહૂં સંગ;
તાસ પતિકી ભારજા, ઉન દોઉ સુરંગ.—ગંગાજી. ૧૧૭
જેની દેહે બે રોગ છે, તે ઉપમા જેને મુખ;
તાસ પતિસ્યૂં પ્રીતડી. ભેટે ભાજે ભૂખ.—ચંદ્રમા. ૧૧૮
પોસ માઘ જેનો અમલ, તેને નામે નામ;
તેના ચોરને મારજ્યો, તેનૂં માહરે કામ.—શ્રીરામ. ૧૧૯
વાયુ ભખે, અરતિ ચઢણ, તેની સ્ત્રી તાતજ જેહ;
પાષાણ ધર્યો રુદયા વિચે, મારે તેસ્યૂં નેહ.—શિવ. ૧૨૦
વેરણ મારે જીવતાં, તે અદકી તેનો ભ્રાત;
તેનો મારણ મુઝ મળે, (તો)કહૂં મનડાની વાત.—રામજી. ૧૨૧
પગ પેટ વચમાં વસે, તેહને નામે નામ;
તેના અધિપતિને હસ્યૂં, અંતે તેસ્યૂં કામ.—શ્રીરામ. ૧૨૨
મેર શીખર બેઠી રહે, નારી નરનૂં નૂર;
(તે) નારી નર જાણી નહિ, (તે) ગયા વહેતે પૂર.—પાઘડી. ૧૨૩

ચોપાઇ

નારીઇં સમસ્યા કહી, નાપિકે એકે નવિ લહી;
વિક્રમ ઉત્તર આલે સર્વથી, એતો જીવ રાજાનો નથી!. ૧૨૪

રૂપ રંગ તો રાજા તણો, તે તો સંદેહ મનમાં ઘણો;
વળી બીજાં પૂછ્યાં ઈંધાણ, નાપિક સ્યૂં જાણે અજાણ. ૧૨૫
છાંનાં ડાટયાં સાચાં જેહ, પૂછી પેર નાપિકને તેહ;
એકે વાતે નાવ્યો પાર, તાહરે આણ્યો મનમાં ખાર. ૧૨૬
આપણો તો એ રાજા ન હોઇ, શીદ ભુંડૂં મનાવો કોઇ;
રાણી પ્રધાનને દૃઢ વિશ્વાસ, નોહે રાજા મૂકી આશ. ૧૨૭
હવે વાત એટલેથી રહી, નાઠો હરણ તે શી ગતિ થઇ?
હયડાં માંહે સઘળૂં તે લહે, વાચા નહિ કો આગલ કહે. ૧૨૮
અહોરાત્રિ તે વનમાં કરે, વનતરણ આવે તે ચરે;
જો જો ઇલે એવે ખોહ્યૂં રાજ, નાપિક ઉપર અધિક દાઝ. ૧૨૯

દુહા

નાપિક રાખ્યો ઉરડે, મૃગ ફરે નિત્ય વન;
એકે દાવ ફાવે નહીં, ઝુરણ લાગી મન. ૧૩૦

ચોપાઈ

ઇમ કરતાં એક પક્ષ જ ગયું, તે દાદે એક કૌતક થયૂં;
એક પોપટ, બીજી પોપટી, આંબે બેઠાં બે લટપટી. ૧૩૧
એટલે સીંચાણે દીધી દોટ, કીધી પોપટ ઉપર ચોટ;
પોપટી ઝપટી ઉડી ગયો, પોપટ તિહાં એકલો રહ્યો. ૧૩૨
મહા ભય લાગ્યો નિરવાણ, સદ્ય ગયા પોપટના પ્રાણ;
મૃગ ફરતો તે આણે કષ્ટ, એટલે પોપટ દિઠો દષ્ટ. ૧૩૩
રાઇ મનમાં કર્યો વિચાર; મૃગથી રૂડો પોપટ અવતાર;
એવો મંન ધર્યો ઉપદેશ, શુક કાયા કીધો પરવેશ. ૧૩૪
આવી પાંખ ને વાચા થઈ, રાજા કહે છે ચિંતા ગઈ;
મૃગ દેહ તો વનમાં રહ્યો, રાજા પોપટ થઈ ઉડી ગયો. ૧૩૫
ફરતો ફરતો આવ્યો જિહાં, ( નગ્ર ) ઉજેણી પોતાની તિહાં;
દિઠું નગ્ર શમો છે શોક, દિઠું રાજ્ય, પોતાનો લોક. ૧૩૬

પ્રધાન આપ એકલો થયો, પોપટ તેના પાસે ગયો;
બેઠો હાથ ઉપરી તે જઈ, છાની વાત વીતી તે કહી. ૧૩૭
એહ વાત મનમાં રાખજ્યો, એક રાણી આગળ દાખજ્યો;
વિક્રમ રાજા તે તો અમો, સાચી શીખ સમજી લ્યો તમો. ૧૩૮
મણિનાથે મંત્ર જે આપિયો, તે નાપિક દૃષ્ટે ઘાલિયો;
તે થકી પ્રગટ્યું મહા દુઃખ, શીખવ્યો મંત્ર કરૂં મેં સુખ. ૧૩૯
તે ઉપર તો દિન વહી ગયા, આપણ આપ શકારે ગયા;
હૂં આગળ ચાલ્યો એકલો, તિહાં જઇ મેં માર્યો મૃગલો. ૧૪૦
સાચો જૂઠો મંત્ર ઉપદેશ, મૃગકાયા કિધો પરવેશ;
નાપિક તો આવ્યો તે ઘડી, મારી કાયા દીઠી પડી. ૧૪૧
તે કાયામાં પેસી ગયો, રાજા થઇ, અસ્વારજ થયો;
મુઝને મારવાને ઊઠિયો, હૂં તિહાંથી નાસી છૂટિયો. ૧૪૨
એમ (હૂં) પામ્યો વનમાં કષ્ટ, પોપટ મૃત્યક દીઠો દૃષ્ટ;
મૃગ તણી કાયા પરહરી, પોપટમાં પરવેશજ કરી. ૧૪૩
ઉડીને આવ્યો તમ પાસ, જો તમને આવે વિશ્વાસ;
તેહ વાતની પ્રતિજ્ઞા લેઉં, જે કહો તે નિસાની દેઉં. ૧૪૪
પ્રધાન રાણી આગળ કહ્યું, માન્યૂં સાચૂં બિહુએ લહ્યું;
પોપટને તો ચાંપ્યો હ્રદે, અમૃત વચન તે રાણી વદે. ૧૪૫
રાજા મને ઉછૂં આણસ્યે, નાપિકને મેહેલે જાણસ્યે;
એના મનમાં રહેસ્યે દાઝ, નાપિકે કર્યું હસ્યે રાજ્ય. ૧૪૬
પાય નમી જોડી બે હાથ, પોપટ આગળ કહે છે વાત;
રાણી કહેઃ સાંભળો વચન, કહૂં તમને હૂં એહ કથન. ૧૪૭

દુહા

રાજાજી મન જાણજ્યો, આણી દૃઢ વિશ્વાસ;
જાણ્યો છે અમો તારથી, જિહારે આવ્યો પાસ. ૧૪૮
રૂપ રંગ તો તમ તણું, મૂરખ એનાં ચેન;
તે દાહડે અમો પારખ્યો, મુખ્ય નીચ, નીચ નેન. ૧૪૯

ઘાલી મેલ્યો ઉરડે, જાત્ય તમારી માટિ;
ખાઇ અન બેસી રહે, મેટો મન ઉચાટ. ૧૫૦
તમો કહ્યો તાહરે લહ્યો, નાપિક એહનું નામ;
શીખામણ તમો જે કહો, તે કરીઈ અમો કામ. ૧૫૧
પૂછી વાત પટાંતરે, પૂર્યા તેહ ઇંધાણ;
વિશ્વાસ થયો પરધાનને, ઉલખ્યો ચતુર સુજાણ. ૧૫૨
જે કહો તે અમો આચરૂં, (જેમ) નાપિક ઇહાંથી જાઇ;
તમે પ્રવેશ કાયા કરો, (જિમ) આપણને સુખ થાય. ૧૫૩

ચોપાઇ

પોપટ કહેઃ સાંભલિ પરધાન ! વાત ન કરસ્યો ત્રીજે કાન;
નહિ નીસરે જો હઇસ્યૂં ચડે, તો આપણને વિપતજ પડે. ૧૫૪
હૂં કહૂં તે કરો એક રીત, એ સંઘાથે જોડો પ્રીત;
મૂરખ છે ભોળવાયો જસ્યે, તેથી કામ આપરણૂં થસ્યે. ૧૫૫
લાવો મૃતક (એક) એને પાસ, કહીઈ અમને દૃઢ વિશ્વાસ;
પર કાયા પરવેશજ કરે, તો વિક્રમ વળી સાચો ખરે. ૧૫૬
તારે એને ઉપજસ્યે નેહ, લોભે પોતે તજસ્યે દેહ;
પર કાયા પેસે જાહરે, હૂં માંહે આવૂં તાહરે. ૧૫૭
એટલો પ્રપંચ કરો જો મર્મ, (તો) ઇશ્વિર રાખે આપણો ધર્મ;
હવડાં દુઃખ મારી દેહને, કર્મ જોરાવર છે એહને. ૧૫૮
પોપટ, પ્રધાન, ત્રીજી નારિ, તેણે મળી કર્યો વિચાર;
રાણી પ્રધાન બે સમજ્યાં તેહ, ભાગો મન તણો સંદેહ. ૧૫૯

દુહા

ઘેટો એક ઘરમાં હતો, ડસ્યો તે સાપે તર્ત;
સાજો, તાજો જીવતો, ક્ષણમાં પામ્યો મર્ત. ૧૬૦
રાણી આવી તિહાં સરી, ઉરડે ઘાલ્યો ભૂપ;
પ્રણામ કર્યો તેને નમી, દેખી વિક્રમ રૂપ. ૧૬૧

હદેહ ભાંગો મન તણો, (તો) ટળે અમારી દાઝ;
વિક્રમનું આપો પારખું, (તો) હું બેસાડું રાજ. ૧૬૨
જે કહો તે હું કરૂં, રાજા કહે છે કામ;
દુ:ખ દે છે ફોગટ મુને, વિક્રમ મારૂં નામ. ૧૬૩
રાણી કહે: મેં ઉલખ્યો, રાય તમારો દેશ;
એક દેખાડો પારખૂં, (કરો) પરકાયાપરવેશ. ૧૬૪
તો મન માને માહરૂં, પોંચે મનની આશ;
છે છત્ર ધરાવિયે, ભોગવો લીલવિલાસ. ૧૬૫
હે નાપિક મુજને ગમ્યું, સત્ય કહી તમો વાત;
દેખાડું પારખું, હું તો વાર જ સાત. ૧૬૬

ચોપાઈ

તો કાઢ્યો બાર, રાણી પ્રધાન ને પોપટ હારિ;
ટો તિહાં ઉભો કર્યો, નામ દેહ (રાય) આગલ ધર્યો. ૧૬૭
અજાણ જે ઉઠી જાય, ચતુરાઇની સ્યૂં જાણે વાત;
મંત્ર આરાધન કરે, રાય શરીરથી તે નીસરે. ૧૬૮
શરીરથી તજિયો વેશ, ઘેટામાં કીધો પરવેશ;
દેહ(માં)થી નાપિક ગયો, ઘેટો ઉઠી બેઠો થયો. ૧૬૯

દુહા

પોપટમાંથી નીસર્યો, વિક્રમ વીર સુજાણ;
ચે મહીને આવિયો, આપ દેહીમાં પ્રાણ. ૧૭૦
નિર્ઘોષ દુંદુભી તણા, વાગાં તાલ મૃદંગ;
ઉચ્છવ અધિકો આચર્યો, રાજરિત્ય મહારંગ. ૧૭૧

વલ્લભ

## મહાકાળીનો ગરબો

મા તું પાવાની પટરાણી કે, કાળી કાળિકા રે લોલ. ૧
મા તારો ડુંગરડે છે વાસ કે, ચડવું દોહેલું રે લોલ. ૨
મા તારા મંડપની શોભાય કે, મુખથી શું કહું રે લોલ. ૩
મા ત્યાં તપ કરતા દીઠા કે, વિશ્વામિત્ર ઋષિ રે લોલ. ૪
મા તારા ડાબા જમણા કુંડ કે, ગંગાજમનાસરસ્વતી રે લોલ. ૫
મા તારાં કુકડીઆં દશ વીશ કે, જે રણુમાં ચઢે રે લોલ. ૬
કોઇ મુગલે મારી નાંખ્યાં કે, બોલાવ્યાં પેટમાં રે લોલ. ૭
કે પ્રભાતે પંખીડાં બોલ્યાં કે, કીધો ટહુકલો રે લોલ. ૮
લીધાં ખડ્ગ ને ત્રિશૂલ કે, અસુરને મારીયો રે લોલ. ૯
ફાડી ઉદર નીકળ્યાં બહાર કે, અસુરને હાથે હણ્યો રે લોલ. ૧૦
આવી નોરતાંની નવરાત્ર કે, મા ગરબે રમે રે લોલ. ૧૧
માએ છૂટા મેલ્યા કેશ કે, ફુદડી બહુ ફરે રે લોલ. ૧૨
માજી કીઓ સજું શણગાર કે, રમું રંગમાં રે લોલ. ૧૩
ઓઢયાં અંબર કેરી જોડ કે, ચરણાં ચુંદડી રે લોલ. ૧૪
માએ કરી કેશરની આડ કે, વચમાં ટીલડી રે લોલ. ૧૫
સેંથે ભર્યો છે સિંદૂર કે, વેણુ કાળી નાગણી રે લોલ. ૧૬
માજી દાંતે સોનાની રેખ કે, ટીલીની શોભા ઘણી રે લોલ. ૧૭
પાયે ઝાંઝરનો ઝમકાર કે, વાગે ઘુઘરા રે લોલ. ૧૮
ચોસઠ બેની મળી છે ત્યાંય કે, શણગાર શોભા ઘણાં રે લોલ. ૧૯

આવું રુડું ચૌટું ચાંપાનેર કે, વચમાં ચોક છે રે લોલ. ૨૦
રાજાની ચતુરા ચંચલ નાર કે, કાળિકાને બેનપણાં રે. ૨૧
બેની મારી ગરબે રમવા આવો કે, ભવાની મા કાળિકા રે લોલ. ૨૨
બેલે મંડપ કેરી માંય કે, ફેર ફરે ફુદડી રે લોલ. ૨૩
જોવા મળીઆ તેત્રીસ ક્રોડ દેવ કે, ફુલડાં વેરીઆં રે લોલ. ૨૪
રાજાએ અંધાર પછેડો ઓઢયો કે, મા તારે હેરડો રે લોલ. ૨૫
રાજાએ છળ કરીને ઝાલ્યો કે, માજીનો છેડલો રે લોલ. ૨૬
માગ માગ પાવાના રાજન્ કે, તુષ્ટમાન્ થયાં ઘણાં રે લોલ. ૨૭
માગ માગ પુત્ર કેરી જોડ કે, બંધાવું પારણાં રે લોલ. ૨૮
માગ ઘોડાની ઘોડાશાળ કે, હસ્તી માગ ઝુલતા રે લોલ. ૨૯
માગ તોપો ને તોપખાન કે, જગ્નલુ અતિ ઘણાં રે લોલ. ૩૦
માગ ગુજરાત સરખો દેશ કે, ભદ્ર બેસણાં રે લોલ. ૩૧
માગ સુરત સરખું શેહેર કે, બંદર અતિ ઘણાં રે લોલ. ૩૨
માગ માગ ઉત્તર કેરો ખંડ કે, નવ કોટી માળવો રે લોલ. ૩૩
માગ માગ પશ્ચિમ સરખો દેશ કે, રણછોડ રાજ કરે રે લોલ. ૩૪
માગ માગ નવ ખંડનું રાજ કે, ચાંદો સૂરજ તપે રે લોલ. ૩૫
કે માગું એકલડું વરદાન કે, મોહોલે પધારજો રે લોલ. ૩૬
ફટ ફટ પાવાના રાજન્ કે, એ શું માગીયું રે લોલ. ૩૭
આજથી છટ્ઠે ને છ માસ કે, તારું મૂળ ગયું રે લોલ. ૩૮
કાળિકા સડવડ ચાલ્યાં જાય કે, બજારે નીસર્યાં રે લોલ. ૩૯
કે બુઢીઓ દર દરવાજે દીવાન કે, જઇને પૂછ્યું રે લોલ. ૪૦
કેણી કોર પાવાના દરબાર કે, કેણીકોર રાજવળાં રે લોલ. ૪૧
માતા ઉગમણા દરબાર કે, આથમણાં રાજવળાં રે લોલ. ૪૨
કયાંથી નવ લખી આવી પોઠ કે, જોઈ પૂછીયું રે લોલ. ૪૩
પોઠમાં શી શી વસ્તુ હોય કે, પોઠમાં શું ભર્યું રે લોલ. ૪૪
પોઠમાં લવીંગ, સોપારી, એલચી કે, મીસરી ઘણી રે લોલ. ૪૫
બુઠીએ બુઠી નાખી એક કે, લોહીની ધારા ચાલી રે લોલ ૪૬

માંહીથી નિકળ્યા મુગલો દૈત્ય કે, ડેરા રોપિયા રે લોલ. ૪૭
બાંધ્યાં તરવારે તોરણ કે, કાળિકા કોપિયાં રે લોલ. ૪૮
ભાગ ભાગ પાવાના રાજન્ કે, પાવો તારો ઘેરીઓરે લોલ. ૪૯
લીલુડે ઘોડે માંડ્યાં પલાણ કે, પેથાઈ ભાગીઓ રે લોલ. ૫૦
રાજા તારી રાણી કાઢ બહાર કે, કાંકરીયા પાળ ભરે રે લોલ. ૫૧
ફરતી ફરે માજીની ફોજ કે, પાવો ઘેરિયો રે લોલ. ૫૨
લીધું લીધું ચૌટું ચાંપાનેર કે, રાજા ગઢ રોળીયો રે લોલ. ૫૩
રોળ્યા સુબાને સરદાર કે, પુત્ર પાટવી રે લોલ. ૫૪
જોબનવંતી નારીઓ અનેક કે, મુગલો વળગ્યા ફરી રે લોલ. ૫૫
પાટવી પુત્રની નાર કે, તેને છે દુઃખ ઘણાં રે લોલ. ૫૬
મારીને કીધા ચકચુર કે, પાવો ઘેરીઓ રે લોલ. ૫૭
સુલતાન ચાલ્યો સંઘે છડીદાર કે, પાવે જઈ મળ્યો રે લોલ. ૫૮
તેને મળ્યું અભય વરદાન કે, નીર ભર્યાં નેત્રમાં રે લોલ. ૫૯
માજી હું છઉં તમારો દાસ કે, આપો મને આજ્ઞા રે લોલ. ૬૦
માનાં લોચન દીઠાં વિક્રાળ કે, રાતી આંખડી રે લોલ. ૬૧
સુલતાન નમાવી માને શિશ કે, પાયે પડી પ્રીતસુંરે લોલ. ૬૨
માજી વાત વિસારો મંન કે, અલ્પમતિ છે થોડી રે લોલ. ૬૩
માજી થયાં તેને પ્રસંન કે, માગ તુષ્ટમાન થઇ રે લોલ. ૬૪
આપું રે તુંને વરદાન કે, પાવાગઢ બેસણાં રે લોલ. ૬૫
માજી થાજો મને પ્રસંન કે, નથી જોતાં રાજ હવે રે લોલ. ૬૬
માગું ભક્તિ પદારથ વૈરાગ કે, સેવું માનાં ચરણને રે લોલ. ૬૭
માજીએ મસ્તક મેલ્યો હાથ કે, નિર્ભય કરી થાપિયો રે લોલ. ૬૮
સાતમી પેઢીએ આપીશ રાજ કે, પાવો આપિયો રે લોલ. ૬૯
માનો થાજે તું સેવક કે, નિર્ણય થાપિયો રે લોલ. ૭૦
ઉપમા કાળિકાની કોઈ ગાય કે, શીખે સાંભળે રે લોલ. ૭૧
ગરબો ગાય તે વલ્લભ કે, સેવક માનો સહી રે લોલ. ૭૨
માજી આપજો અવિચલ વાણ કે, બુદ્ધિ છે થોડી રે લોલ. ૭૩

## પ્રીતમ

### ૧
### હરિનો મારગ

પદ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આંગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુવે તમાશો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સેહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને.
પ્રીતમના સ્વામીની લીલા, તે રજનીદિન નરખે જોને,

## ૨

### પદ

જીભલડી રે ત્હને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથી રે!
લવરી કરતાં નવરાઇ ન મળે, બોલી ઉઠે મુખમાંથી રે.
પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ ખાવા રે;
ઝગડો કરવા ઝૂઝે વહેલી, કાયર હરિગુણ ગાવા રે!
અંતકાલ કોઇ કામ ન આવે, વહાલા વેરીની ટોળી રે.
વજન ધારીને સર્વસ્વ લેશે, રહેશો આંખો ચોળી રે;
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામનામ સંભળાવો રે.
પરથમ તો મસ્તક નહિ નમતું, પછી શું નામ સુણાવો રે;
ઘર લાગ્યા પછી કૂપ ખોદાવે, આગ એ કેમ હોલવાશે રે.
ચોરો તો ધન હરી ગયા પછી, દીપકથી શું થાશે રે;
માયાઘેનમાં ઊંઘી રહે છે, જાગીને જો તું તપાસી રે.
અંત સમે હોવાને બેઠી, પડી કાળની ફાંસી રે;
હરિગુણ ગાતાં દામ ન બેસે, એકે વાળ ન ખરશે રે;
રહેજો પંથનો પાર ન આવે, ભજન થકી ભવ તરશે રે.

# ધીરો

## ૧

રાગ કાફી

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ;
અજાજુથ માંહે રે, સમરથ ગાજે સહી. તરણા૦
સિંહ અજામાં કરે ગરજના, કસ્તુરી મૃગ રાજંન;
તલને ઓથે જયમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશંન;
દધી ઓથે ઘૃતજ રે, વસ્તુ એમ છૂપી રહી. તરણા૦
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહિ રે, વાણી ન પહોંચે વિતાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં. તરણા૦
મન પવનની ગતી ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપુરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહિ કો ઠાલોરે, એક અણુ માત્ર કહીં. તરણા૦
સદગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ;
શા શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. તરણા૦

## ૨

કાયા રૂપી કાચબો રે, કેવો તારો થઈ રહ્યો;
સ્વરૂપ શોધ એનું રે, સત્ય બોલ મેં તો કહ્યો. ટેક૦ ૧

સંસાર સાગર માંહે પડયો છે, તારો કાયા રૂપી કાચબો જાણ,
તૃષ્ણારૂપી બખોલ મોટી જોઇ, માંહી ભરાઇ બેઠો નિર્વાણ,
ન નીકળે તે તો રે, વારિમાં તે જાણે વહ્યું. કાયા૦ ૨

શોધનાર તો શોધી મરે પણ, દેખાયે નવ લગાર;
ઊંડે ઊંડું પેસવાને વિચારે, જાણે સંતાઇ રહ્યામાં ભાર,
સાહે કોઈ સંતજ રે, લક્ષણ તેનું તો મેં લહ્યું. કાયા૦ ૩

હાથ પગ સંકોચી દે અતિશે, દીનરૂપ દેખાયે અપાર,
કઠણમાં કઠણ અતિ દર્શે, ભીતર પોચાતણો ભંડાર,
સમજણ નહિ સાચી રે, રીઢયે મન જાયે રહ્યું. કાયા૦ ૪

તારણહારો કોણ જ તેને, મળી આવે મહાસંત;
મરજીવો કરી દેઇ સાગરમાં મૂકે, એવું તારૂં કોણ કહંત,
ધીર શીખામણ આપે રે, કહેવાનું તે તો કહ્યું. કાયા૦ ૫

## ૩

દેહ રૂપી ડુંગરરે, કઠણ ઘણો સેહેવાયે;
તોડી પાડે તેને રે, તૃષ્ણા નદી તો થાયે. ટેક૦ ૧

જૂઠું બોલાવીને જનની પાસે, કલ્લોલ તણું કરે કામ,
પાપ કરાવીને કરતી એ તો, ભારે શબ્દ કામ તમામ;
નદી થાય એમ જ રે, ડુંગરને પછી સાં'યે. દેહ૦ ૨

તોડી પાડવા બીજાને એવું, ધરાવતી એ મન,
તરંગનું રૂપ એમ કરી લેતી, ઝોકાવી પાડતી જન;
ભ્રમને ભરાવી રે, કહું કેવી થાયે. દેહ૦ ૩

એક જગાએથી બીજી જગાએ, જનારી થાયે જાણુ,
જન જાણે કે ગતિ થઇ મોટી, સમજે ન મૂરખ હાણુ;
તાણુ કરે ત્યારે રે, નદી શુદ્ધ કહેવાયે. દેહ૦ ૪

દેહ રૂપી ડુંગરને પછીથી, મોકમ કરતી માર,
કઠણુ હતો તોય કરપતી કરપતી, પહોંચી જાતી પાર;
ધીર નદી કહેવી રે, વહેલી થઇને વહાયે. દેહ૦ ૫

## ૪

મસ્તાનું મન મોટું રે, તુરંગી તુરી જંગી,
ધાર્યું કરે ધ્યાનનું રે, ઊઠે થઈ ઉમંગી. ટેક૦ ૧

નાસવા ધારે તો નાસે પલકમાં, બેસવા ધારે તો રહે બેશી,
જમવા ધારે તો જમજમ કરતું, ગુફા ગહ્વરમાં રહે પેશી;
મોટામાં અતિ મોટું રે, પાંગળું ને એ પંગી. મસ્તાનું૦ ૨

ધ્યાને ધર્યું એનું થાયે નહિ ત્યારે, ફાવે તે કરે ઉપાય,
કેદ કરનારો કાચો હોય તો, મૂળમાંથી મરડી જાય;
મસ્તાનું ને મસ્તાનું રે, જોરાળું ને મહાજંગી. મસ્તાનું૦ ૩

એ જીતાયું તો જગ જીતાયું, એ ન જીતાયું તો સહુ ફોક,
જીતવા જતાં જીતી ગયું જો તે, તો તો હસે ઘણા લોક;
બાપડો બુરાડેરે, ઢંગી કરી અણઢંગી. મસ્તાનું૦ ૪

ધીર કેરી ધીરજ ધરી તેણે, હરી લીધી વારંવાર,
સદ્‌ગુરૂ સાચા મળી આવ્યા ત્યારે, મૂકાવ્યો મનડાનો માર;
દઢ દઇ ધીરજ રે, કર્યો ખાંત ધરી ખંગી. મસ્તાનું૦ ૫

## ૫

દુનિયા તો દિવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કર્તા વસે પાસેરે, મૂરખને નવ સૂજે. ટેક૦

જીવ નહિ તેને શિવ કહી માને, પૂજે કાષ્ઠ પાષાણ,
ચૈતન્ય પુરૂષને પૂઠે રે મૂકે, એવી અંધી જગ અજાણ;
અરકને અજવાળે રે, પારસ મણિ નવ સૂઝે. દુનિય
પથ્થરનું નાવ નીરમાં મૂકો, સો વાર પટકો શીશ,
કોટિ ઉપાયે તરે નહિ તે તો, બુડે વસા વીશ;
વેળુમાં તેલ કયાંથી રે, ધાતુની ધેન કેમ દુઝે. દુનિય
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત નિર્મળ જલમાં ન્હાય,
સાપ ડસીને દરમાં પેઠા પછે, રાફડો ટીપ્યે શું થાય;
ઘાયલ ગતિ ઘાયલ રે, જાણે કોઈ જ્ઞાની હૃદે. દુનિય
દૂર નથી નાથ છે નજીક નિરંજન, પ્રગટ પિંડમાં તું પેખ,
દિલ સુધારી દિદાર તારો, આપે હૃદિયામાં દેખ;
ધોરિંધર ધણી ધીરાનો રે, જગતમાં જાહેર સૂઝે. દુનિય

## બાપુ સાહેબ

### ખરા સંત

શાંતિ પમાડે તેને તો સંત કહીએ,
તેના દાસના દાસ થઈ રહીએ રે. શાંતિ૦
વૈદ મળ્યો મળતીઓ ને રોગ રહ્યો ઉભો;
ત્યારે તેની તે ગોળી સીદ ખઇએ રે. શાંતિ૦
રાણાની ચાકરીમાં ભૂખ રહી ઉભી;
ત્યારે તેનો તે પાડ સીદ સહીએ રે. શાંતિ૦
વિદ્યાનું મૂળ ભણે પૂરૂં ન ભણાવે;
ત્યારે પંડયાનો માર સીદ ખઇએ રે. શાંતિ૦
કલ્પવૃક્ષ સેવે જ્યારે દારિદ્ર ના જાય;
ત્યારે તેના તે ગુણ સીદ ગઇએ રે. શાંતિ૦
લીધો વળાવો લુટવા રે લાગ્યો;
ત્યારે તેની તે સોબતે સીદ જઇએ રે. શાંતિ૦
આપી બાંહેધરીને પછી માથું વઢાવે;
એવી સંગત સીદ કરીએ રે. શાંતિ૦
બાપુ કહે મારા ગુરૂએ બતાવ્યું;
તે તો લખ્યું છે મારે હઈએ રે. શાંતિ૦
બાપુ ભગત સર્વે રિદ્ધિ સિદ્ધિ તેને;
એવા પુરૂષને લહીએ રે. શાંતિ૦

## ભોજો ભગત

**૧**

ભક્તિને મોરચે ભડ કોક આંગમે,
રણસંગ્રામે પદ કોક રોપે;
સત્ય તણું પારખું જુએ જ્યારે શામળો,
દુઃખ સુખ નાવે મરની ! દૈવ કોપે. ભક્તિ૦ ૧
પ્રથમ સતયુગમાં પ્રલ્હાદને પીડિયો,
ભીડિયો થંભ તે લોહ તાતો;
(તોયે) ધીર નવ ધડકિયો (ભયથી નવ ભડકિયો)
થડકિયો ત્રૈલોક્ય જાતો. ભક્તિ૦ ૨
મોરૂધ્વજને વે'રતાં મે'ર નાવી મા'વને,
ઝેર આણ્યું તે બધી જગત્ જાણે;
કહો શિર ઉપર કરવત મે'લાવિયાં,
એકી કોરે દીકરોને વહુ બેય તાણે. ભક્તિ૦ ૩
શેહેર છોડી ચાલિયાં મેલ્યાં મંદિરને માળિયાં,
રાણી રોહિદાસ ને હરિશ્ચંદ્ર રાજા;

ભક્તિને કારણે શ્વપચને બારણે,
નરપતિ નીર ભર્યું ને મેલી માઝા. ભક્તિ૦ ૪

બળી સાથે છળ કર્યો, વામન થઇ પરવર્યો,
આગળ આવી કરગર્યો ભૂમિ માગી;
શુક્રાચાર્યે વારિયો તોય હૈયેથી નવ હારિયો,
રાખિયો ધર્મને તંન ત્યાગી. ભક્તિ૦ ૫

પાંડવ પણ ગ્રહી રહ્યાઅસામર્થ થઈ રહ્યા,
હતા સમર્થ પણ વચને ચાલ્યા;
સતી તણાં ચીર હર્યાં પાંચે વન પરવર્યાં,
દુષ્ટ દુર્યોધન મો'લુંમાં મા'લ્યા. ભક્તિ૦ ૬

કરણ પાસે જાચવા કૃષ્ણજી આવિયા,
વિઠ્ઠલે વિપ્રનું રૂપ લીધું;
બાણુની સજ્જા કરી તેણે સમે આવ્યા હરિ,
રક્ત ધોઇ રેખુંનું દાન દીધું. ભક્તિ૦ ૭

સમન ને મેજન બે સંતના ઓલગુ,
મોટી દશામાં જેણે મંન ગાળ્યાં;
અસત્ય આવી ધણી તે સમે આવી બણી,
શીશ અર્પણ કરી મત્ત પાળ્યાં. ભક્તિ૦ ૮

શેઠ સગાળને બાળ વેધાવિયું,
ધણી પધાર્યાજ એ ધર્મ જોવા;
નરને નારી મળી ખાંડવા બેઠાં વળી,
કો' સત્યવાદી બેસે કેમ રોવા; ભક્તિ૦ ૯

ચોરાસી જાતમાં સત્ય એમ પાળવું,
તો ચાર જુગમાં તેને કોણ લોપે;
ભોજલ ભક્તિનું રૂપ બહુ ભાતનું,
આ લોક પરલોકમાં એજ ઓપે. ભક્તિ૦ ૧૦

## ૨

નારીને નર પરણે રે બીજી કદી વારકી રે,
હાં રે કદી કેસરી ખડ ન ખાય રે;
ખોટો ને ગોકીરો મરની! સાંભળે રે,
હાં રે તોય શૂરવીરનાં શિર જાય રે;
જીરે વિચારો વાતને,
એવી વાતું ને વિચારે રે, ભગવાન ભેટશે રે. જીરે૦ ૧

ગંગા ને જમનાં રે જેને હોય ઝીલવાં રે,
હાં રે કદી છીલ્લર નીર ન ના'ય રે;
ભક્તિને અવિચળ રે બિર્દ બા'ના તણું રે,
હાં રે એ તો જીવનનું કેમ જાય રે. જીરે૦ ૨

અવગુણ ને ઉપજે મરની! મેરૂ જેવડો રે,
તોય કદી ચૂકે નહિ ચલણ રે;
સત્ય ને વાદી રે સત્ય કેમ છોડશે રે,
હાં રે તે દી નભમાં નહિ ઉગે ભાણ રે. જીરે૦ ૩

દળ ને કોપે રે, દૈત્યનાં દૂરથી રે;
હાંરે મરની! જડામૂળથી! જાય રે;
તોયે શંકા ને ન ધરે સંત શરીરમાં રે,
હાં રે મરની! થાનારૂં હોય તે થાય રે. જીરે૦ ૪

આગળથી અવગુણ રે દાસના ન દેખીએ રે,
હાં રે તમે દિલ કો આણો ક્રાંત રે;
ભક્તિ વિના ભવદુઃખ ભોગવે રે,
ભોજલ કહે ભાગી દે મનની ભ્રાંત રે. જીરે૦ ૫

## ૩

પદ

ભેખ તો ભાવર થકી ભુંડા રે, મેલા અંતરમાં ઉંડા. ટેક૦
ટકો પૈસો ટેલ ગામગામ નાખે, વળી ખેતર ખેતર કુંડાં;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકના લુંડાં રે—ભેખ૦
ત્રાંબિયા સારૂ ત્રાગું કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડા રે—ભેખ૦
ગામ બધાની ચાકરી કરે ને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપતણા ઝુંડા રે—ભેખ૦

## ૪

મૂરખો માની રહ્યો મારૂં રે, તેમાં કાંઇયે નથી તારૂં. ટેક૦
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું, રાવણાદિકવાળું—મૂરખો૦
દુઃખને તો કોઇ દેખે નહિ ને, સુખ લાગે સારૂં;
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારૂ રે—મૂરખો૦
હરિભજનમાં હેત જ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે—મૂરખો૦

## કૃષ્ણરામ

### કળિકાળનું વર્ણન

ગરબા છંદ

કેશવ કૃપા નિધાન, અરજી ઉરમાં આણો;
ભક્ત પ્રિય ભગવાન, જીવ દયા મન જાણો. ૧

પુરુષોત્તમ પ્રતિપાલ, આ અવસર તો આપ્યો;
કુટિલ કર્મથી કાલ, કેટલોક તો કાપ્યો. ૨

હજી રહ્યો અવશેષ, જીકર કરંતાં જાશે;
રીઝ કરો હૃષિકેશ, સકળ તમે સુખ થાશે. ૩

બાળક દેખે બાઉ, પ્રીતે ફરે તે પૂઠે;
હડે બતાવે હાઉ, છાતીમાં છળી ઉઠે. ૪

એમ હું અંતરયામી, હેત દેખાડો હરખું;
ગોવિંદ ગરૂડાગામ, થોડા દુઃખથી થરકું. ૫

સેવકને સનમાન, કરીને સોંપો કામું;
દાસ હું હરી દુકાન, નિત્ય લખું નિજ નામું. ૬

ઉઘરાણી ઘરઘર, કરવી ન મુજથી સાધે;
મન ધ્રુજે થરથર, બોલ લોકના બાધે. ૭

ત્રિકમ ન રહ્યો તાલ, અર્થ નથી કંઇ સરતો;
કળિનો આવ્યો કાળ, કડકડાટ બહુ કરતો. ૮
વિમળ મતિ વિપરીત, વહેવા લાગી સહુની;
પરમારથની પ્રીત, બહાર ખશી ગઈ બહુની. ૯
ઉત્તમ ચારે વરણ, ઉત્તમતાને મૂકી;
કરે અધર્માચરણ, ચિંતન હરિનું ચૂકી. ૧૦
વાડવ વિદ્યાવાન થઇ, પણ ઘરઘર ડોલે;
શૂદ્ર તણાં સનમાન નહિ, પણ આશિષ બોલે. ૧૧
વાંચે જે વેદાંત, કણ લોભે કંઇ ઘરમાં;
સમજે નહિ સિદ્ધાંત, ભટકે ભવસાગરમાં. ૧૨
વિપ્ર પરસ્પર વેર, કામ કારણે કરતા;
જરને માટે ઝેર મમતામાં નિત્ય મરતા. ૧૩
વિદ્વત થઇને વ્યાજ, ગરીબ જનનું ગમિયું;
કરે અઘટતાં કાજ, ભ્રાંતે મનડું ભમિયું. ૧૪
શાસ્ત્ર તણી નહિ સાન, વામ મારગે ચાલે;
કરીને મદિરાપાન, મોટા થઇને મ્હાલે. ૧૫
ઉર્ણા અડદ ઉપાન, મધુ મહિષીને મહિનું;
દારૂણ લે છે દાન, કાળ સમે કઇ કઈનું. ૧૬
એકાદશનું અન્ન, બ્રાહ્મણને પણ ભાવે;
ધણીને નોય જો ધન, ઘર ઘરેણું વેચાવે. ૧૭
મસ લઘુ શંકા લીંટ, દેખંતાં જ્યાં દીસે;
એ ઠેકાણે ઇંટ, માડી પત્રાળી પીરસે. ૧૮
રામા કરે રૂદંન, હાથ વાળતી લઇએ;
આરોગે ત્યાં અન્ન, કોણ કોણને કહિયે. ૧૯
રડતા રાજદ્વાર, પંડિત થઇને પક્કા;
દેવડીએ છડીદાર, સહી લે તેના ધક્કા. ૨૦
તો પણ નાવે લાજ, કિંકર મૂકે કાઢી;

વર્ષાસનને કાજ, દરબારે જાય દહાડી. ૨૧
નાત નાતની નિત્ય, બ્હદી કરે બડબડતા;
વર્ષા ઉષ્ણ ને શીત, વેઠી વાટે વહતા. ૨૨
અન્ન તણો મુખ ગ્રાસ, તો પણ બોલે ગાળા;
દામ તણા થઈ દાસ, પેટે મારે પાળા. ૨૩
સસરા કહીને ગાળ, પુત્ર પૌત્રને દેતા;
એળે ચડાવી આળ, લાંચ પટેલ થૈ લેતા. ૨૪
એક નોતરે ચાર જમવા કાજે જાતા;
ન જુએ વરણાચાર, સૌને ઘેર ઘેર ખાતા. ૨૫
ગ્રીવા લગણ ભરાઇ, પરનું આવે પ્રાશી;
રાત બધી રગડાઇ, વ્હાણે નાખે વાશી. ૨૬
પલાંડુ લસણ કલીંગ, મધુ-પુષ્પ ને ગાજર;
અફીણ તમાકુ ભંગ, વ્યસન કર્યામાં હાજર. ૨૭
બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણ નિંદા સાધે;
સગાં સગાંમાં ખાર, કલહ કરીને બાધે. ૨૮
પરનાતિની રાડ, નિજ નાતોમાં ઘાલે;
દામે ડળકી ડાઢ, મનને માને ચાલે. ૨૯
ઘરમાં ક્ષિપ્રા ખાય, સરખા થઇ સંબંધી;
કુલીન જમવા જાય, ત્યાંહ ધાકની બંધી. ૩૦
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવ્યું ભમવું;
ચિત્તમાં નિત્યે ચહાય, પૂર્વજિયાનું જમવું. ૩૧
વાટે વાટે વ્યાસ, થઇને માણ વજાડે;
પાંચે બેઠા પાસ, તેહ તાળીઓ પાડે. ૩૨
શ્રુતિ સ્મૃતિની વાત, કાળ જીવ ઈશ્વરની;
જાણે નહિ કાંઇ જાત, રાગ તાળ કે સ્વરની. ૩૩
પિંગળ રીતે છંદ, કવિતા કરી ન જાણે;
પોતા તણા પ્રબંધ, રચી રાગડા તાણે. ૩૪

જજમાનોથી રીશ, કરીને દાપું લેતા;
નહિતર ફાડી શિષ, રૂધીરે હાથ દેતા. ૩૫
કઈ ધન કાજે થાય, વેહોરાના વાણોતર;
કઇ કાસદિયે જાય, કઇ ભીખતા ઘર ઘર. ૩૬
કઈક નાંખતા ટેલ, કઇ વિંટણીઓ વીંટે;
કઈક હાંકતા બેલ, શકટ ભરીને ઈંટે. ૩૭
કઇક કરંતા રાસ, નારી રૂપ થઇ નાચે;
મશકરિયોથી હાસ, કઇક કરાવે સાચે. ૩૮
કઇક પાણી ભરનાર, કઈક રસોઇ કરંતા;
કઈ હોય નાદાર, કઇક કરોડે ફરંતા. ૩૯
કઇ લે ભરીને દામ, શરપણ શકટ ઇજારે;
કઈ શેઠોનાં કામ, બેઠા કરે બજારે. ૪૦
એક નાતમાં નાત કળિયે બીજી કીધી;
ગૃહસ્થ ભિક્ષુક જાત, દીકરિયો નવ દીધી. ૪૧
નમસ્કારની રીત, તજી સલામો કરતા;
પરનાતિની પ્રીત, મનમાં કદી ન ધરતા. ૪૨
વાડવ થયા વકીલ, ઘરઘર કેરા ઠાકર;
દિવ્ય વધારે દીલ, યવન તણા થઇ ચાકર. ૪૩
ફારશિયોના હરફ, વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તરફ, ગમતા દીઠા ગાણે. ૪૪
દીકરિયોના દામ, હ્રદયે લાગ્યા રશિયા;
કરે કારમાં કામ, કેશ ધરે કાનશિયા. ૪૫
બેસે બનીને બેશ, ચકલે ડંમર હાંકે;
અરધ ઉરાડે કેશ, તારુણિયોને તાકે. ૪૬
કઇકે કીધાં કામ, વેળા જઇને વંઠી;
નીચ જનોને નામ, આપી બાંધે કંઠી. ૪૭
કઇક પૂજતા પીર, અવલોકે જઈ ઓરસ;

પયમાં નાંખી નીર, કઇક વેચતા ગોરસ. ૪૮
સાઠે વર્ષે સાન, કઇક મૂકી ઘરેણે;
વારૂ થઇ વિદ્વાન, ફરી ફરીને પરણે ૪૯
નાથે કાઢ્યો નરક, પોતે પાછો પેસે;
ગદ્ધાઈમાં ગરક, બાધા થઇને બેસે. ૫૦
વાડવ ઉપર વેર, આવડું તે કયમ આણ્યું;
કળિએ કીધો કેર, કારણ કાંઇ નવ જાણ્યું. ૫૧
ભલા તમે ભગવાન, હરિ ઉઠાવો હાની;
ગોવિંદ આપો જ્ઞાન, મુખ્ય બ્રાહ્મણને માની. ૫૨
આ અવસર અલોપ, થઇ જળમાં કયમ ઝીલો;
કરીને કરડો કોપ, કળિએ લીધો કીલ્લો. ૫૩
નરપતિ થઇને ન્યાય, પૂછી જોઇ ન પ્રીછે;
ધન લેવાને ધાય, અનર્થ કર્ઈનો ઇચ્છે. ૫૪
કઇક વધારી કર, રાંક લોકને રગડે;
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યાં બગડે. ૫૫
કૂડી ધરતા કાન, ચુગલ જનોની ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે દહાડી. ૫૬
વેદ શાસ્ત્રની વાત, કદિ ધરે નહિ કાને;
રાજી રહે દિન રાત, ગુણિકાકેરે ગાને. ૫૭
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિ કૂડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભૂંડા. ૫૮
શાક ભાજીઓ ફળ, એપર અંત ઇજારા;
વળી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા. ૫૯
કાષ્ટ શકટથી કાઢ, કેટલાક તો કાઢી;
કડકા ભારે સાઢ, દરવાનાદિક દહાડી. ૬૦
વર્ષે વર્ષે સવાઇ, ઇજારદારિ વધારે;
રઈયત રૂવે રગડાઇ, કો આગળ પોકારે. ૬૧

ચોટે જણાવે તોર, દોડાવીને ઘોડા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા. ૬૨
ચોરોના અસવાર, બાન પકડતા લૂંટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પૂંઠે. ૬૩
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઈ ધરે નહિ કાન, રડે બિચારા પોકે. ૬૪
અન્યાયોના દામ, લેઈ ઠરાવે સાચા;
ન્યાયીના લે જો નામ, તો તો હણે તમાચા. ૬૫
રાજ્ય તણાં સંતાન, રાય આપણને માને;
દુશ્મન થઇ દીવાન, કેદ કરે રાજાને. ૬૬
થોડો જોઇ અપરાધ, મંદિરિયાને મારે;
બળવંતોનો બાધ, કરી શકે નહિ ક્યારે. ૬૭
વરતાવે નહિ ધર્મ, રઇયત જનનો રીતે;
પોતે પણ સત્કર્મ, કદી કરે નહિ પ્રીતે. ૬૮
કળિયે કીધો કેર, જેમ શશિને રાહૂ;
માધવ કરીયે મહેર, જોઈ પોતાના બાહૂ. ૬૯
વૈશ્ય કરે વિપરીત, તોલ ન સાચાં તોળે;
પરમારથની પ્રીત, મૂકી મગદળ ચોળે. ૭૦
બાર પાણનો માલ, વીશ પાણે વેચંતા;
દોડાદોડ દલાલ, કળહળ કૈક કરંતા. ૭૧
કહે ધર્મના સમ, ધર્મ ઘસરડે ધૂળે;
તોયે ત્યમનું ત્યમ, મરદી નાંખે મૂળે. ૭૨
હેતસ્વી થઈ હાણ, કરીને લે જો ખશિયે;
વદે પરસ્પર વાણ, પોતાની પારશિયે. ૭૩
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઇ દરબારે કહેતા. ૭૪
લેઇ આપ્યાની આશ, મનમાં ફરી ન રાખે;

દામ તણા થઇ દાસ, મુખથી ભુંડું ભાખે. ૭૫
જતિ ગુરુ બ્રાહ્મણ દેવ, ગોસાંઇ વિધવાનાં ધન;
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન. ૭૬
ચાર રામની ધર, થઇને કરતા કાળું;
જિરવી કઇનાં જર, દેખાડે દેવાળું. ૭૭
મનમાં રાખે મેલ, મૂખ જણાયે મીઠા;
ઘૃતમાં ઘાલી તેલ, દેતાં કઇને દીઠા. ૭૮
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી;
મગન થયે મનમાંય, તાળી આપે રીજી. ૭૯
વૈષ્ણવ થઇને વેષ, અબળાને આરાધે;
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે. ૮૦
અજ મૂકાવી ધન, હિંસકને ચવરાવે;
માણસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે. ૮૧
જીવ દયા પ્રતિપાળ, થઇને કરે ઇજારા;
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સારા. ૮૨
પરધનથી પરતંત્ર, સમજે નહીં શિખામણ;
જપે મૂઠના મંત્ર, કઇને કરતા કામણ. ૮૩
વેદ વિનાના ધર્મ, વાંચી નિત્ય વખાણે,
કૃષ્ણચંદ્રનાં કર્મ, જીવ સરીખાં જાણે. ૮૪
કળિ એમ કચ્ચરઘાણ, કરીને પીડે પ્રાણી;
કૃષ્ણ કરો કલ્યાણ, ઊર આપણા જાણી. ૮૫
દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે;
વિઠ્ઠલતણો વિશ્વાસ, શુદ્રોને મન ભાવે. ૮૬
ઉત્તમનાં આચરણ, કનિષ્ટ થઇને કરતાં;
સજ્જન જનનું શરણ, ઓળખિ નવ આચરતાં. ૮૭
રાજ સેવાની રીત, જાણે નહિ પણ રાખે;
મુખમાંહેથી નિત્ય, મંમો ચચ્ચો ભાખે. ૮૮

પાપી પંડ પ્રણામ, બ્રાહ્મણને નવ કરતા;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા. ૮૯
જાત્રા જાતાં સંગ, જબરા બેલ જોડાવે;
જ્યમ વળગ્યું હોય વંગ, ત્યમ ગાડી દોડાવે. ૯૦
મલીન મેલું મન, સંતસંગતિ નવ સૂઝે;
કલ્પિત ગાય કિર્તન, જાત જાતને પૂજે. ૯૧
ગો બ્રાહ્મણને દાસ, કરીને ધર્મે ધાવે;
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઇ કરાવે. ૯૨
ઝાઝું હોય જો જર, તો તો તાણા તણાવે;
વળી ઘરેણાં ઘર, ચાનક કરી ચણાવે. ૯૩
શુદ્ધ ધર્મની વાત, હદથી ઘાલી હેડે;
જમે જમાડે જાત, જણ્યાં જમાઇ તેડે. ૯૪
કૌતુક સરખું કામ, કળિએ કીધું ભારી;
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી. ૯૫
કડિયા સુતાર મજુર, વચન પ્રમાણે ન ચાલે;
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે. ૯૬
સોની દઇ વિશ્વાસ. કાલને વાયદે ફુંનું;
આપે આઠે માસ, સોનાનું કરી સૂનું. ૯૭
ધોબી સાળવિ સઇ, ફાટાં વસ્તર સાંધે;
રોક મજુરી લઇ, પણ પોતાનું રાંધે. ૯૮
વૈદ થયા વાળંદ, શાસ્ત્ર-વાત સંતાણી;
સઇયદ કરી સણંદ, પાય મંત્રીને પાણી. ૯૯
બ્રાહ્મણ વિના અનંત, ગૃહસ્થ થઇને ભાખે;
શેરીયે શેરીયે સંત, ટેલ નાંખવી શીખે. ૧૦૦
વૈરાગી ગોસાઈ, શસ્ત્ર અંગપર ધરતા;
મારે માંહોમાંઈ, મમતા માની મરતા. ૧૦૧
અંતરમાં અભિમાન, બાનું હરિનું બણિને;

દ્વિજનું મોડે માન, બ્રાહ્મણ પાસે ભણીને. ૧૦૨
ઉલટી વરણ અઢાર, વેરાગીને વેષે;
ગામ ગામને બહાર બાવા થઇને બેસે. ૧૦૩
કરીને ચારે ધામ, પૂજા કરે પૂજારી;
દેવતણાં લેઇ દામ, નિકળી જાય લૈ નારી. ૧૦૪
દેઈ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સિદ્ધ જ બણતા. ૧૦૫
તિલક છાપને માળ, ધરીને કરથી ખેંચે;
કણીક ચોખા દાળ, કઇના લાવી વેચે. ૧૦૬
કરમાં લે નહિ દામ, મોટમ રાખે માઝા;
લઈ પુસ્તકનું નામ, જર લે કઇના ઝાઝા. ૧૦૭
માંડીને ઘરબાર, લોટ માગતા વહાણે;
લાવી લાકડાં ચાર, જમી આવે જ્યાં જાણે. ૧૦૮
વિઠ્ઠલજીનો વેષ, હીંડે વિકળ વગોતા;
મુંડાવીને કેશ, જરને હીંડે જોતા. ૧૦૯
ફકીર થઇને ફળ, ભાલાનું કર પકડે;
પૈસા લે કરી બળ, રાંક જનોને રગડે. ૧૧૦
ગો બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂડી વસ્તુની આશ, સાલે સાતે સાધે. ૧૧૧
અમ્બુ વરસે અલ્પ, તે પણ નહીં સુખ માગ્યું;
સત્ય રહ્યું છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું. ૧૧૨
પૃથ્વી પણ ગળી જાય, ધન દાટયું કર નાવે;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે. ૧૧૩
પિતા પુત્રમાં વેર, ભાઇ ભાઇને ભાંડે;
જાત જાતમાં ઝેર, સુખ કો કોથી ન માંડે. ૧૧૪
સગાં સહોદર સાથ, બાંધે વેર વધારે;
નર થઇ નારી હાથ, પુત્ર પિતાને મારે. ૧૧૫

પૂરણ પાપે તન, આ અવસરમાં આવે;
લેઈ તાતનું ધન, અંતે બહુ અથડાવે. ૧૧૬
સ્નેહી સગાં સમસ્ત, કટ કાળજું કોરે;
દાવે દેખી વસ્ત, આપ આપમાં ચોરે. ૧૧૭
મુખ તંબોળે લાલ, પહેરે જામા નીચા;
જુઠો જકડી માલ, સત્ય કરાવે વીમા. ૧૧૮
રાખીને વેવાર, બાળી નાખે નામું;
માગે જો દેનાર, જુવે ન તેના સામું. ૧૧૯
કરનું આપ્યું રોક, નાણું તે પણ નાપે;
સમજે કરવું શોક, વળી ઉલટું શાપે. ૧૨૦
પીતળના શણગાર, સુવરણ સરખા કરિને;
વેચે મધ્ય બજાર, ધન લઇ જાય હરિને. ૧૨૧
દામે ડળકે દાઢ, મનુષ્ય મનુષ્યને મારે;
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઉતારે. ૧૨૨
ગમે ગરોડા જોશ, પોમલીયો કર જોતી;
નિર્મળ જનનો દોષ, કળ્યો ન જાયે કોથી. ૧૨૩
દુનિયા સઘળી ડાહી, પોતપોતાના મનથી;
સંત રહ્યા સંતાઈ, ઝેર ભરેલા જનથી. ૧૨૪
પતિવ્રતાની પેર, નારી જનની નાઠી;
મરદાઇ ગઇ મહેર, માનિનિઓ થઇ માઠી. ૧૨૫
થયા વામણા વેષ, આઠ હાથની સાડી;
લાજ રહી નહિ લેશ, તરુણી ઉંડે તાડી. ૧૨૬
એક એકથી એક, આગળ પડે ઉન્નતી;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી. ૧૨૭
ફૂટે કઇ કપાળ, મૂકી ઉર ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, સંઘટ પેઠાં ગાડાં. ૧૨૮
સાયં પ્રાતઃકાળ, મુખ વાળીને રડતી;

લીંટ આંસુને લાળ, દેઇ જીવોને નડતી. ૧૨૯
સેજ સ્વારથ કાજ, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ, હઠ પોતે નવ હારે. ૧૩૦
ખાય શેર બેયેક, તોય કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે. ૧૩૧
તેલ સરસિયું રાઇ, ખાતી એકું ટાઢું;
શિક્ષાથી રીસાઈ, અબળા બોલે આડું. ૧૩૨
છાની લઈ જાય વસ્ત, મહીયરમાં મનમાની;
માંડે જુદ્ધ થઇ મસ્ત, પાછી ન ધરે પાની. ૧૩૩
કાંઇને સાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી;
ઘરનાં જન ઘરમાંય, ખરૂં કહેતાં રહે ખીજી. ૧૩૪
પીટયા કહીને ગાળ, શિશુને દેઇ પછાડે;
પતિતણી પ્રતિપાળ, કરે નાહ પણ ત્રાડે, ૧૩૫
હાય હાય કહી આઘ વાત કરે વિસ્તારી;
મૂકી નિજ મર્યાદ, નિર્લજ થઈ કુળનારી. ૧૩૬
વિવાહ મંગળ દિન, ભુંડું ગાતી ભામા;
જાન જાતના જન, સાંભળવા રહે સામા. ૧૩૭
શેરીયે કરતી સોર સ્યામા શરમ ન આણે;
દિવસ ચડે જ્યાં પહોરે, ઘરમાં ઘંટી તાણે. ૧૩૮
ઘરમાં હોય જો દુઃખ, ગમતાં ન મળે ઘરેણાં;
મરડીને કહે મૂખ, પાપે તમને પરણાં. ૧૩૯
છડે ન વીણે ધોય, તરત ન દેતી તડકા;
રસોયમાં પણ હોય, કોયલા કેરા કડકા. ૧૪૦
સાસુ જોઇને સુખ, વહુ કેરૂં મન ખીજે;
વહુનું જોઇને દુઃખ સાસુનું મન રીજે. ૧૪૧
અપરમાત કે માત, સુતના ઘરમાં આવી;
જે કાંઈ આવે હાથ, તે તે જાયે સધાવી. ૧૪૨

દીકરીયો થઈ દૂત, ફોસલાવી લે માનું;
શળી ન પામે સૂત, કરવા કાર્ય પિતાનું. ૧૪૩
કંથ પાસ બહુ કામ, ઘરનાં નિત્ય કરાવે;
ઘરનો કરી ગુલામ, અહરનિશ અથડાવે. ૧૪૪
સાચી જુઠી વાત, સુણી લડાઇ લડતી;
સમ ખાઇ સાક્ષાત, રગડે રામા રડતી. ૧૪૫
વાંધા પાડી વિશેક, સવળે અવળું સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે. ૧૪૬
જંબા જાય ત્યાં જાન, પરનું થતું ન જાણે;
કરી એકઠું ધ્યાન, છાંડે શરમ ન આણે. ૧૪૭
કૃષ્ણ-કથામાં વાત એક એકથી કરતી;
કરે આપની ઘાત, કાન કથા નવ ધરતી. ૧૪૮
મનમાં જાણે ડહાઇ, વરણન નિજનું ભાવે;
રૂડું કહે રિસાઇ, જાય કથામાં નાવે. ૧૪૯
કેટલાં કરૂં વિખાણ કળિનાં જનનાં કંઠે;
ભજન પડે ભંગાણ, વાણી વળતી વંઠે. ૧૫૦
સર્વ જનોને સાથ, નમસ્કાર છે મારો;
જોડીને કહું હાથ, હું છું દાસ તમારો. ૧૫૧
કરશો કોઇ નહિ રોષ સૌથી હું બહુ પાપી;
સૌના ગાવા દોષ, વાણી જ્યારે વ્યાપી. ૧૫૨
માટે શ્રી મહારાજ, મુજ સામું કાંઇ જોઇયે;
અન્નાદિકને કાજ, ખોટી થવું તે ખોઇએ. ૧૫૩
નાથ દાસને નીત, આ અથડામણ ન ઘટે;
પ્રભુ કરો તો પ્રીત, સાચી મનમાં પ્રગટે. ૧૫૪
કોને કહું કિરતાર, આતુર થયો અતિશે;
શ્રીધર કીજે સાર, દિન મારા જયમ દિશે. ૧૫૫
નરતનુ કેરૂં નૂર, રહી ન જાય વિશ્વંભર;

હરિજી રાખો હજુર, અથડાવો મા ઇશ્વર. ૧૫૬
દેવ ન જોઇયે દોષ; દાસતણા મનધારી;
રંક ઉપર શો રોષ, મહેર કરો મુરારી. ૧૫૭
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઇયે જગત નિવાસ, પ્રભુજી પાસું મરડી. ૧૫૮
પતિત પાવન નાથ, શરણાગતના વત્સલ,
મેં માન્યું મન સાથ, બિરદ તમારાનું બળ. ૧૫૯
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણી;
આવ્યો ધરી આનંદ, શરણે સારંગપાણી. ૧૬૦
વિટંબણાની વાત, દૂર કરો દામોદર;
જદુપતિ જાણો જાત, સંકટ કાપો સત્વર. ૧૬૧
પ્રભુજી રૂડી પેર, ડગતું મન સ્થિર કરીએ;
માધવ કરીએ મહેર, અરજી ઉરે ધરીએ. ૧૬૨
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, આશરે રાખો અમને;
કૃષ્ણરામ કંગાળ, ચરણ શરણ છે તમને. ૧૬૩

## બ્રહ્માનંદ

ઢાળ: સગપણ હરિવરનું સાચું

રે શિર સાટે નટવરને વરીએ,
 રે પાછું તે પગલું નવ ભરીએ. ધ્રુવ૦
રે અન્તરદૃષ્ટિ કરી ખોળ્યું,
રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું,
 એ હરિ સારૂ માથું ધોળ્યું. ૧
રે સમજ્યા વિના નવ નીસરીએ,
રે રણ મધ્યે જઇને નવ ડરીએ,
 ત્યાં મુખ પાણી રાખી મરીએ. ૨
રે પ્રથમ ચડે શૂરો થઇને,
રે ભાગે પાછો રણમાં જઇને,
 તે શું જીવે ભૂંડું મુખ લઇને. ૩
રે પહેલું જ મનમાં ત્રેવડીએ,
રે હોડે હોડે જુદ્ધે નવ ચડીએ,
 રે જો ચડીએ તો કટકા થઈ પડીએ. ૪
રે રંગ સહિત હરિને રટીએ,
હાક વાગ્યે પાછા નવ હટીએ,
 બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએ. ૫

# નિષ્કુળાનંદ

રાગ સારંગ—દીપચંદ તાલ

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડા આગજી. ધ્રુવ૦
ધન્ય ધન્ય માતા ધ્રુવ તણી, કહ્યાં કઠણ વચનજી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલીઆ વનજી. ૧
ઊડી ન શકે રે ઊંટીઓ, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને રે દેખી ત્રાસ ઉપન્યો, લીધી ફકીરી છોડયો ફંદજી. ૨
ભલો રે ત્યાગ ભરથરી તણો તજી સોળસો નારજી;
મંદિર ઝરૂખા મેલી કરી, આસન કીધલાં બહારજી. ૩
એ વૈરાગ્યવંતને જાઉં વારણે, બીજા ગયા રે અનેકજી;
ભલા રે ભૂંડા અવની ઉપરે, ગણતાં નાવે છેકજી. ૪
ક્યાં ગયું કુળ રાવણ તણું, સગરસુત સાઠ હજારજી;
ન રહ્યું તે નાણું રાજા નંદનું, સર્વ સુપન વેવારજી. ૫
છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજનજી;
દેવ દાનવ મુનિ માનવી, સર્વે જાણો સુપનજી. ૬
સમજી મૂકો તો સારૂં ઘણું, જરૂર મૂકાવશે જમજી;
નિષ્કુળાનંદ કહે નહિ મટે, સાચું કહું ખાઇ સમજી. ૭

## દયારામ

૧

પદ

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી;
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપી, સ્વાદ ન જાણે વર્ણી. વસ્તુ૦ ૧
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતર માંહે અગ્નિ વસે પણ, આનંદ પામે ન અરણી. વસ્તુ૦ ૨
નિજ નાભિમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન દાટયું ઘણું, જ્યમ ધનવંત કહાવે નિર્ધણી. વસ્તુ૦ ૩

૨

પદ—કાફી

ગર્ભવાસ રાખ્યો રે, કિરપા તને બહુ કરી;
સદા સુખ આપ્યું રે, તેને કેમ ગયો વિસરી. ટેક.
દશ પંદર સુધી પુરણ પાળ્યો, પરણાવ્યો બહુ પેર,
તોયે એક ઘડી ઇશ્વર ન ગાયા, મનમાં આણી કાંઇ મેર;
વિશે વર્ષો પૂરો રે, હૈયામાં ન લાવ્યો હરી. ગર્ભ૦ ૧
વરણાગીમાં વાંકો હીંડે છે, પચીસ થયાં પરમાણ,
છેલાઇમાં તું છાકી ફરે છે, અહંકાર ને અભિમાન;
ત્રીશે મોહ્યો સ્ત્રીને રે, ઘણા ઘણા નેહ ભરી. ગર્ભ૦ ૨
નાત જાતમાં નામજ કાઢયું, કુબુદ્ધી જાત કઠોર,
ધનને કાજે ધુતતો ફરે છે, જેમ હરાયું ઢોર;
ચાળીશે તું ચાલી રે, છત માંહિ રહ્યો છરી. ગર્ભ૦ ૩

ઘરધંધામાં ઘેલો ફરે છે, ગાયા નહિ જગપાળ,
પરાક્રમ તારાનો પાર ન આવે, પુરે બહુ થઇ જંજાળ;
પચાસે જઇ પોંહોંચ્યો રે, ઠેકાણે ન બેઠો ઠરી. ગર્ભ૦ ૪
દયા દાનને પુણ્ય ન લાવ્યો, જ્ઞાન ને ગરીબાઇ,
અહંકારમાં તું ગયો અફળાતો, લોભ લાલચમાં લેવાઇ;
સાઠે બુદ્ધી નાઠી રે, તારણ કંઇ ન આવ્યું તરી. ગર્ભ૦ ૫
સિતેર થયાં તારે શુદ્ધ ના રહી, ભાગ્યો પોતાનો ભાર,
કુટુંબ કબીલો કોઇ નવ માને, તોયે ન મેલે અહંકાર;
સુમારગ ન ચાલ્યો રે, ડગલું નવ મેલ્યું ડરી. ગર્ભ૦ ૬
એંસી થયાં ત્યારે આંખ ન સૂઝે, થરથર ધ્રુજે તારી કાય,
કાયામાં કંપવાયુ પ્રગટ્યો, તો એ ભજન નાહ થાય;
મુરખ નવ ચેત્યો રે, માયાએ તને લીધો ઘેરી. ગર્ભ૦ ૭
ઘરડો થયો ત્યારે ગત જ ભાગી, ગાયા નહી પરબ્રહ્મ,
દાન પુણ્યનું નામ ન જાણ્યું, સમજ્યો નહી કાંઈ મર્મ;
મારૂં મારૂં કરતો રે, વર્ષ નેવું ગયાં વરી. ગર્ભ૦ ૮
કુકર્મના બહુ બંધન છુટવા, આવ્યો મનુષ અવતાર,
સોએ વર્ષે તારી અવધ જ આવી, ભર્યો ભુંડાઇનો ભાર;
ભૂલ્યો બાધા ભવમાં રે; ફોગટનો ફેરો ફરી. ગર્ભ૦ ૯
ઈશ્વરને અંતર નવ ધાર્યો, જાણ્યા ન જુગદાધાર,
અંત્ય સમે જ્યારે બાંધીને આણ્યો, પડ્યો કરશે પોકાર;
દારુણ દુઃખ દેખી રે, રોશે બહુ નયણાં ભરી. ગર્ભ૦ ૧૦
સત્ય પુરુષે સિદ્ધિમાં જોયું, તારૂં પાનું પુસ્તક નિરધાર,
ખાતાંમાં ઘણી ખોટ જ દીઠી, નાખો નર્ક મોઝાર;
પાપી એ છે પુરો રે, પૂછો એને ખોટી ખરી. ગર્ભ૦ ૧૧
કાયર થયો ત્યારે કાલાવાલા, કરવા માંડ્યા અપાર,
હરી હવે ભજન નવ ચુંકું, તારૂં એકવાર કાઢોને બ્હાર;
દાસ દયારામના રે, હરી હાથ ઝાલે ફરી. ગર્ભ૦ ૧૨

## ૩

### પદ—રાગ કેદારો

મ્હારું ઢણુકતું ઢોર ઢણુકે છે સહુ નગ્રમાં,
સીમ ખેતર ખળું કાંઇ ન મૂકે;
ના જાવું જાય ત્યાંહાં ના ખાવું ખાય તે,
રખડવૂં નિત્ય તેહેમાં ન ચૂકે. મ્હારૂં૦ ટેક૦

વાળી લાવું ઘેર ને ધોતૂં માંડૂં ગળ્યું,
લીલું નીરૂંછ પણ તે ન સુંઘે;
પ્હેલાં રાડાંઓ ઘાસ કહ્યું કુસકા,
માર ખાઇને પણ તે જ હુંગે. મ્હારૂં૦ ૧

હેડલો હોડરડો મ્હોરો માન્યો નહીં,
થયૂં હરાડું હાવાં હું તો હાર્યો;
વસ મ્હારે નથી તદપી મ્હારૂં કહાવ્યૂં,
માટે રહૂં છૂં ભયભીત ચિંતાનો માર્યો. મ્હારૂં૦ ૨

હે ગુરુ આ ગોપાળ મેં અરપ્યું એ આપને,
વશ્ય કરી રાખો નિજ પાસે એ માંગૂં;
સાધુપણૂં શીખવી વૃંદાવન ચારજો,
કલેષ મ્હારા ટળે પાય લાગૂં. મ્હારૂં૦ ૩

હે રૂષીકેશ એ કલેશ મુજ મનતનતણા,
આપ ટાળો કરો શુદ્ધ સાચૂં;
સ્મરણ સેવન બને અહરનિસ આપનૂં,
અચળ આનંદ માણે એહ જાચૂં. મ્હારૂં૦ ૪

મનમતી બગડતાં સર્વ કાંઈ બગડિયૂં,
ડરવું બહુ નાથજી દયા આણો;
જનદયાના પ્રિતમ શ્રીગોવરધનધરણ,
કરૂણાદષ્ટે જુઓ નિજનો જાણો. મ્હારૂં૦ ૫

## ૪

### રાગ ધીરાની કાફી

ભટકતાં ભવમાં રે, ગયા કાળ કોટી વહી;
હદ્ય થઈ હાવાં રે, રાખો હરિ હાથ ગ્રહી. ટેક૦

આવ્યો શરણ ત્રિતાપનો દાઝ્યો, શીતળ કીજે શ્યામ,
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ ! રાખો ચરણે સુખધામ;
કરુણા કટાક્ષે રે, કિલ્મિષ કોષ દહી. ૧

જો મારા કૃત સામું તમે જોશો, ઠરશે બરાબરી,
રત્ન ગુંજા કયમ હોય સમતોલ, હું તો રંક ને તમો હરિ;
માટે મન મોટું રે, કરો મુને રંક લહી. ૨

આશાભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી તમ પાસ,
ધર્મધોરિંધર તમ દ્વારેથી, હું કયમ જાઉં નિરાશ;
નીજનો કરી લ્યોરે, ના તો મુને કહેશો નહિ. ૩

અર્જ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ,
એકવાર સનમુખ જુઓ શામળા, પ્હોંચે મારા મનના કોડ;
હસીને બોલાવો રે, 'દયા તું મારો' કહી. ૪

મીઠો

## મોરલીની અસર

(માલવ)

સાંભળ સહીયર વાતડી, નૌતમ આસો માસ;
શરદ પુનમની રાતડી, ચંદ્ર ચડ્યો આકાશ. ૧
એવામાં હરિ આવીયા, વૃંદાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડીઆ, તે સુણીઆ ત્રિલોક. ૨
અષ્ટકુળ પર્વત ડોલીઆ, ડોલીઆ નવ કુળ નાગ;
મોર બપૈયા બોલીઆ, સાંભળતાં તે રાગ. ૩
જાતાં વળતાં થંભીઆં, નદીઓ કેરાં નીર;
વછ ને બાળ વલંભીઆં, પીતાં પીતાં ખીર. ૪
ખગ મૃગ શ્રવણ ધરી રહ્યાં, તરણ ન વંદે ગાય;
ઠારે ઠાર ઠરી રહ્યાં, મુખચારો મુખમાંય. ૫
પવન રહ્યો મુરઝાઇને, મુનિવર મુક્યાં ધ્યાન;
વળી રહ્યાં વલભાઇને, વહેતાં ગગન વિમાન. ૬
વા નવ લે વન વેલડી, પ્રગટ થયાં ફળ ફૂલ;
વેંધાઇ નિકળી વણ બેલડી, અબળા સૌ ફૂળ શૂળ. ૭
મોહી મોરલીની તાનમાં, વ્યાકુલ થઇ વ્રિજનાર;
એકે એક નિશાનમાં, હીંડે હારો હાર. ૮
નાકે ઓગનીઆ આણીયા, નેપુર પહેર્યાં હાથ;
મોર શ્રવણમાં સમાણીઆ, કાંકણીઓ પગ સાથ. ૯
સેંથે કાજળ સારીયાં, નયને સારીયાં સિંદુર;
સગાં કુટુંબ વીસારીયાં, સાગર સરિતાપુર. ૧૦
અવળાં આભરણ પહેરીયાં, અવળાં ઓઢયાં ચીર;
અવળાં ઓઢયાં લહેરીયાં, ભૂલી શુદ્ધ શરીર. ૧૧

## લોકસાહિત્ય

### ૧

### ગેબી કા'નો

આ ઘટડામાં એવું દીઠું જે સાચા ગુરૂને સમરે હોજી. ટેક૦
નહિ વાંસલો નહિ વીંજણો નહિ કરવત નહિ કૂહાડો;
ઘટડામાં બેઠો ઘાટ ઘડે છે ગેબી સુતાર કા'નો. ૧
નહિ વણો ને નહિ તણો નહિ દેઢ નહિ સાળ;
ઘટડામાં બેઠો તાણા તાણે છે ગેબી ઢેઢો કા'નો. ૨
નહિ ગજ ને નહિ કાતર નહિ સોય ને દોરો;
ઘટડામાં બેઠો વેજા વેતરે ગેબી દરજી કા'નો. ૩
નહિ રમણ ને નહિ ધમણ નહિ લવારને કોઢ;
ઘટડામાં બેઠો લોઢાં ટીપે છે ગેબી લવાર કા'નો. ૪
નહિ જલ્લ ને નહિ થલ્લ ને નહિ સરોવર પાળ;
આ ઘટડામાં નીર ચલાવે ગેબી સાથબો કા'નો. ૫

## ૨

## સોનલ ગરાસણી

સોનલ રમતી રે ગઢડાને ગોખે જો,
ગઢડાને ગોખે જો;
રમતાં ઝલાણી સોનલ ગરાસણી. ૧
આડો આવ્યો રે સોનલ દાદાનો દેશ જો,
દાદાનો દેશ જો;
સોનલે જાણ્યું જે દાદો છોડશે. ૨
દાદે દીધાંરે સોનલ ઘોળુંડાં ધણજો,
ઘોળુંડાં ધણજો;
તોય ન છુટી સોનલ ગરાસણી. ૩
આડો આવ્યો રે સોનલ કાકાનો દેશ જો,
કાકાનો દેશ જો;
સોનલે જાણ્યું જે કાકો છોડશે. ૪
કાકે દીધાં રે સોનલ કાળુડાં ખાડુ જો,
કાળુડાં ખાડુ જો;
તોય ન છુટી સોનલ ગરાસણી. ૫
આડો આવ્યો રે સોનલ વીરાનો દેશ જો,
વીરાનો દેશ જો;
સોનલે જાણ્યું જે વીરો છોડશે. ૬
વીરે દીધાં રે સોનલ ધમળાં વછેરાં જો,
ધમળાં વછેરાં જો;
તોય ન છુટી સોનલ ગરાસણી. ૭
આડો આવ્યોરે સોનલ મામાનો દેશ જો,
મામાનો દેશ જો;
સોનલે જાણ્યું જે મામો છોડશે, ૮

માગે દીધાં રે, સોનલ વેલ્યું ને માફા જો,
વેલ્યું ને માફા જો;
તોય ન છુટી સોનલ ગરાસણી. ૯
આડો આવ્યો રે સોનલ સ્વામીનો દેશ જો,
સ્વામીનો દેશ જો;
સોનલે જાણ્યું જે સ્વામી છોડશે. ૧૦
સ્વામીએ દીધી રે, એના માથા કેરી મોળ્યું જો,
માથા કેરી મોળ્યું જો;
ધબકે છુટી સોનલ ગરાસણી. ૧૧

## ૩

## બાળુડો જોગી

સોનલા વાટકડી ને રૂપલા કાંગસડી,
બાળુડો જોગી બેઠો ના'વા રે ભરથરી. ૧
હાથ પગ ચોળે એના ઘરની અસતરી,
વાંસાના મોર ચોળે માડી રે ભરથરી. ૨
મોર ચોળંતા એનું હૈડું ભરાણું જો,
નેણલે આંસુડલાંની ધાર રે ભરથરી. ૩
નહિ રે વાદલડી ને નહિ રે વીજલડી,
ઓચીંતાં નીર ક્યાંથી આવ્યાં રે ભરથરી. ૪
આવી કાયા રે તારા બાપની હતી જો,
એ રે કાયાનાં મરતુક થીયાં રે ભરથરી. ૫
કો' તો માતાજી અમે દુવારકાં જાયેં જો,
દુવારકાની છાપું લઇ આવું રે ભરથરી. ૬
કો' તો માતાજી અમે હીંગળાજ જાયેં જો,
હીંગળાજના ઠુમરા લઇ આવું રે ભરથરી. ૭
કો' તો માતાજી અમે કાશીએ જાયેં જો,

કાશીની કાવડચું લઈ આવું રે ભરથરી. ૮
કો'તો માતાજી અમે જોગીડા થાયેં જો,
કો' તો લઇએ ભગવો ભેખ રે ભરથરી. ૯
બાર વરસ બેટા રાજવટું કરો જો,
તેરમે વરસે લેજો ભેખ રે ભરથરી. ૧૦
બાર વરસ માતા કેણીએ ન જોયાં જો,
આજ લેશું રે ભગવો ભેખ રે ભરથરી. ૧૧
દેશ જાજે ને દીકરા પરદેશ જાજે જો,
એક મ જાજે બેનીબાને દેશ રે ભરથરી. ૧૨
દેશ જોયો ને માતા પરદેશ જોયા જો,
એક ન જોયો બેનીબાનો દેશ રે ભરથરી. ૧૩
આંબાની ડાળે ને સરોવરની પાળે જો,
ઉતરી છે જોગીની જમાત રે ભરથરી. ૧૪
નણંદની દીકરી ને સોનલ બાઈ નામ જો,
સોનલબાઇ પાણીડાંની હાર્ય રે ભરથરી. ૧૫
કો'તો મામી તમારો વીરોજી દેખાડું જો,
કો'તો દેખાડું બાળો જોગી રે ભરથરી. ૧૬
સાચું બોલો તો સોનબાઈ સોનલે મઢાવું જો,
જૂઠું બોલો તો જીભડી વાઢું રે ભરથરી. ૧૭
હાલો દેરાણીને હાલો જેઠાણી જો,
જોગીડાની જમાત જોવા જાયેં રે ભરથરી. ૧૮
થાળ ભરીને શગ મોતીડે લીધો જો,
વીરને વધાવવાને જાય રે ભરથરી. ૧૯
બેની જોવે ને બેની રસ રસ રોવે જો,
મારો વીરોજી જોગી હુવો રે ભરથરી. ૨૦
કો'તો વીરાજી મારા પાલખી મંગાવું જો,
કો'તો અપાવું પાછાં રાજ રે ભરથરી. ૨૧

પાલખી ન જોઈ બેનીબા રાજ નવ જોઈજો,
કરમે લખ્યો છે ભગવો ભેખ રે ભરથરી. ૨૨

૪

## રાહ ખેંગાર ને રાણકદેવી

દુહા

આંગણુ આંબો મોરિયો, શાખ પડી ઘર બ્હાર;
દૈવે ઉપાઇ દેવડી, નહિ જાતે કુંભાર.
સોરઠ સિંહલદ્વિપની, જાત તણી પરમાર;
બેટી રાજા રોરની, પરણ્યો રા'ખેંગાર.
બાવન હજાર બાંધિયા, ઘોડા ગઢ ગિરનાર;
(કેમ) સહી શકે સોરઠ ધણી, ખોહણુ દળ ખેંગાર.
નથી ઘોડાંને ગુડિયાં, નથી ભાંગ્યા ભંડાર;
નથી માણી રાણુકદેવને, કાં ઓળંભા દે ખેંગાર.
નિધણીયાં ને નડોરિયાં, ભણિયલ જાતે ભાટ;
ખોળી કાઢી રાણુકદેવને, ખેંગારે પાડી વાટ.

સોરઠા

જેસિંહ દૈવે જાય, ધાર નગર ઢંઢોળિયો;
કપરો તે કે'વાય, ખેંગાર તું ખેંધો મ કર.
રાણુકદેવી: કવણ ખટકાવે કમાડ, મદુલી રાણુકદેવની;
જાણુશે રા'ખેંગાર, ત્રાટક કાન તોડશે.
મયણુલ્લદેવી: ઓખો ગઢ ગિરનાર, મારો મેંઢો લાડકો;
મારી રા'ખેંગાર, ઉતારવી રાણુકદેવને.
રાણુકદેવી: આ મારા ગઢ હેઠ, કેણે તંબુ તાણીયા;
સધરો મારો શેઠ, બીજા વર્તાઉ વાણીયા.
મયણુલ્લદેવી: વાણિયાના વેપાર, જાતે દા'ડે જાણુશો,
મારશું રા'ખેંગાર, ઉતારશું રાણુકદેવને.

દુહા

રાણકદેવી: સ્વામી ઉઠો સેન લઇ, ખડગ ધરો ખેંગાર;
છત્રપતિયે છાઇયો, ગઢ જૂનો ગિરનાર.
ઝાંપો ભાંગ્યો ભેળ પડી, ઘેર્યો ગઢ ગિરનાર;
દુદો હમીર મારીયા, સોરઠનો શણગાર.

સોરઠા

તરવરિયા તોખાર, હૈયું ન ફાટયું હંસલા;
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં.
રે સાબર શિંગાળ, એક દિ શિંગાળાં હતાં;
મરતાં રા'ખેંગાર, ભવમાં ભીલાં થઇ રહ્યાં.

દુહા

ચંપા તું કાં મોરીયો, થડ મેલું અંગાર;
મોરે કળિયું માણતો, માર્યો રા'ખેંગાર.

સોરઠા

ગરકે ગચ્છ મોર, ગોખ ગરવાને ચઢી;
કાપી કાળજ કોર, પિંજર દાઝ્યો પાણીયે.
ઉંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે;
મરતાં રા'ખેંગાર, રંડાપો રાણકદેવડી.
ગોઝારા ગિરનાર, વળામણ વેરીને થિયો;
મરતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો કાં ન થયો?
મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચઢાવશે?
ગયા ચઢાવણહાર, જીવતાં જાતર આવશે.
ઉતર્યાં ગઢ ગિરનાર, તનડું આવ્યું તળાટિયે;
વળતાં બીજી વાર, દામોકુંડ નથી દેખવો.
મારૂ પાટણ દેશ, પાણી વિના પૂરા મરે;
સરવો સોરઠ દેશ, સાવજડાં સેજળ પિયે.

બાળું પાટણ દેશ, જ્યાં પટોળાં નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી.

દુહા

વાગે ફરકે મુંછડી, રયણ ઝબૂકે દંત;
જુવો પટોળાંવાળીયો, લોબડીવાળીનો કંત.

સોરઠા

વાયુ વાય સવાય, વાગે વેળુ પરજળે;
ઉભો ત્યાં સિધરાજ, સત જોવા સોરઠિયાણીનું.
માણેરા મ તું રોય, મ કર રાતી આંખડી;
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ.
પાણીને પડતે, કો'તો કુવા ભરાવિયે;
માણેરા મરતે, શરીરમાં સરણું વહે.
વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો રા'ખેંગાર, ભોગવ ભોગાવા ધણી.
વાઢી તો વઢવાણ, વિસારતાં ન વિસરઇ;
સોના સમા પરાણ, ભોગવ તઇ ભોગવઇ.
પાકું પડખાં માંય, ખેંગારની ખાધલ નહિં;
મોજડિયાળી મ માર, માણ વેરી વિસલા.

દુહા

જે સાંચે સોરઠ ઘડ્યો, ઘડિયો રા'ખેંગાર;
તે સાંચો ભાંગી પડ્યો, જાતો રહ્યો લુહાર.
પ્રથમજ પોળે પેશતાં, થયો ઠવકો ને ઠેશ;
રંડાપો રાણકદેવને, (કે) સૂનો સોરઠદેશ.

## ૫
## જેસલ તોરલ

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર,
સ્વપ્ના જેવો છે સંસાર, તોરલ કરે છે પોકાર;
આવોને જેસલરાય પ્રેમ થકી આપણ મળીએ,
પુરા સાધુ હોય ત્યાં જઈ ભળીએ જી. ટેક૦
આ ભવ આવીયો અવતાર, માથે સત ગુરૂ ધાર,
જાવું ધણીને દુવાર, એલડી ઉતારો ભવપાર. આવો૦
ચાંદો સુરજ રહે છે આકાશ, નવલખ તારા એની પાસ,
પવન પાણીનો પરકાશ, સહુ લોક કરે એની આશ. આવો૦
ગુરૂગણનો નહિ પાર, ભક્તિ ખાંડા કેરી ધાર,
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. આવો૦
છીપું સમુદરમાં થાય, વાકી ધનરે કમાય,
સ્વાતીના મેહુલા વરસાય, ત્યાં તો સાચાં મોતી થાય. આવો૦
મોતી એરણમાં એરાય, માથે ઘણ કેરો ઘાય,
ફુટે ફટકીઆં કે'વાય, સાચાંની તો ખળે ખબરૂં થાય. આવો૦
જીવગતિ ગુરૂ પાસ, જેવી કસ્તુરીની વાસ,
તોળી તેજનો અંબાર, સેવકોની લેવા આવે લાજ. આવો૦
નવલખ કોથળીઉં બંધાય, તે તો ગાંધીડા કે'વાય,
હીરા માણેક હાટે વેચાય, તેનાં મૂલ મોઘાં થાય. આવો૦
નિત્ય ઉઠી નાવા જાય, કોયલો ઉજળો ન થાય,
ગણિકાનો બેટો કોને બાપ કહેવા જાય.
માવઠાના મેઘ કણ ન વેડાય. આવો૦
દેખાદેખી કરવા જાય, એ તો અધુરીઆં કહેવાય,
હાથમાં દીવો લઇ કુવે પડવા જાય. આવો૦
...... ...... ...... ......
ચાર જુગની વાણી તોરલ સતી ગાય. આવો૦

# દલપતરામ

## ૧

## બે બાઇડીનો ધણી

મનહર છંદ

પળિયેલ પતિને બે પતનીઓ હતી, તેમાં,
એક વય વૃદ્ધમાં ને બીજી વય બાળમાં;
વૃદ્ધ વયવાળી તો વૃદ્ધાઇ પતિની વખાણે,
ચુંટી કાઢે કાળા વાળ જોઇ ધોળા વાળમાં;
જુવતીએ જોઈ જોઈ ધોળા વાળ ચુંટી કાઢ્યા,
કર્યું માથું પતિનું જેવી જગા કપાળમાં;
એજ રીતે એક બીજા તણો ધર્મ ઉચ્છેદતાં,
ઉપજે કુતર્ક થાય નાસ્તિક તે કાળમાં.

## ૨

## ભોળો ભાભો

મનહર છંદ

એક ભોળો ભાભો મોટા ખેતરમાં માળે ચઢી,
હરણને હાંકે અને પક્ષીને ઉડાડે છે;
જંગલી જનાવરોને બહુ બીવરાવવાને,
થીર રહી પોતે એક થાળી લૈ બજાવે છે;
એવે સમે ઊંટ આવી ખેતરમાં ખાવા લાગ્યો,
ભોળો ભાભો થાળી ઠોકી તેને બીવરાવે છે;
ત્યારે બોલ્યો ઊંટ મારે માથે તો ત્રંબાળુ ગાજે,
હાલો થાળી ઠોકે તે લેખામાં કોણ લાવે છે.

## નર્મદાશંકર

૧

### પ્રેમ શૌર્ય

રોળા

પ્રેમ વનાં શું અહીં, તહીં શું પ્રેમવનાંનું;
પ્રેમ પ્રેમમય જગત્, પ્રેમથી મુક્તી માનું.
ઉત્પત્તિ સ્થિતિ તેહ, પ્રેમથી થયાં કરે છે;
પ્રેમ જગતનું તેજ, એથિ સહુ ચળકી રહે છે.
ઇચ્છા આકર્ષણ, મૂળ વેદાન્ત કહે છે;
હું કહું એ બે તત્વ, પ્રેમમાં નિત્ય રહે છે.
સાધુ સંત કવિ ભક્ત, જ્ઞાનિ તપ કરતો જોગી;
પ્રેમ શૌર્યથી થાય, ચિદાનંદ કેરો ભોગી.
ધર્મ અર્થને કામ, મોક્ષ એ મળતાં પ્રેમે;
મનવચકર્મે એહ, ખરો દાખવવો નેમે.

તુજ મુજ પ્રેમે જાય, થાય મ્હારૂં ને મ્હારૂં;
પછી સાથ્ય ને શૌર્ય, કરૂં શત્રૂને મારૂં.
પ્રેમ થકી છે શૌર્ય, શૌર્યથી પ્રેમ મચે છે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, પ્રેમશૌર્યે દીપે છે.
પ્રેમ શૌર્ય ના હોત, જગતના તેજી મારત;
સ્વાભાવિકને કેમ, પુષ્ટ ના કરવાં આરત?

## ૨

## હિંદુઓની પડતી

રોળા

બાળપણમાં લગ્ન, થાય છૈયા છોડીનાં;
જન્મ્યાં પહેલાં કોઇ, કરે સાટાં વીવાનાં.
અભણ્યાં નર ને નાર, ચૌદ બારે ઘર માંડે;
ભણ્યો હોય નર ધૂળ, કમાઇ શું ઉકાળે?
થાય છોકરાં સ્હેજ, કૃતાર્થો બંને માણે;
માંઇકાંકલાં રોગિ, વ્હેંતિયાં કદમાં હોયે.
મા જાણે પડિ પાર, બાકિ જો વંધ્યા રહેતે;
કહેણી તો રહિ જાત, ચારમાં નીચૂં જોતે.
એ રીતે નરનાર, બાપ મા થઇને રહે તે;
શેનાં નરને નાર, ઢીંગલા ઢીંગલી રે તે.
ઘણે ઘેર નહિ સંપ, દિસે કહું નરનારીમાં;
જોર જુલમનાં લગ્ન, પ્રીત કેવી રેહ તેમાં?
પ્રેમ પરસ્પર લેઇ, પરણતાં હોયે બંને;
એકદિલીથી રહે, ટેકમાં સમજૂ થઇને.
જોડાંમાં કો હોય, રોગિ ને ખોડભરેલૂં;
વિવા ન થાયે ફોક, એમ રહે લગ્ન સળેલૂં.

જોડાંમાંનો મરદ, છિઃ એ બોલ વગોવૂં;
મરે ન પરણે નાર, ભુંડે વેશે હૂં જોઊં.
બાળલગ્નને બાળ, રૂપ જાયે માણસનાં;
જાયે રે મરદાઇ, પ્રીત રેહે નહિ જનમાં.
બાળલગ્નની પ્રીત, પ્રીત એને શી કહેવી ?
જનાવરોની રીત, જાતને ભેગી કરવી.
એ રીતે નુકસાન, થાય છે બાળલગનથી;
ભણે ન સ્ત્રીનો સાથ, છૂટવૂં કેમ દળદરથી ?
ભણે પુરુષ નહિ જ્યાંહ, કેમ સ્ત્રી ભણતી દીસે;
મૂર્ખ પુરુષ ના દેય, શીખવા સ્ત્રીને રીસે.
ભણવે બગડે નાર, એમ કેહે મૂરખ તે;
મૂરખ બગડે કેમ, તેહનો ઉત્તર ના દે.
ભણ્યા વિના ના થાય, નારિયો સુઘડ ડાહી;
મૂર્ખાંને નર ચતુર, સ્હેજમાં છળતા વાહી.
ભણેલિ હોએ માત, છોકરાં ડાહ્યાં થાયે;
સારિ સંગાતે રેહ, આડિ વાટે ના જાયે.
ભણેલિ હોયે નાર, ઘણા ગ્રંથો તે વાંચે;
હોરે ઇચ્છિત જ્ઞાન, વ્હાણ ઘર તરતૂં રાખે.
ભણી ગણી જે નાર, વ્હેમનો મૂકે છેર તે;
શુભાશૂભમાં રીત, હોય નરસી તે વરજે.
આજ કાલની નાર, ભણ્યા વીનાની જે તે;
રાખી ગાંડો ભાવ, પુજે પાખંડીઓને.
ભણ્યા વિનાની નાર, સ્હેજમાં છક્કડ ખાયે;
ખોઇ બેસતી ધંન, બધી રીતે દુખિ થાયે.
વિદ્યા તો છે આંખ, પુરુષને કે કાં સ્ત્રીને;
સમજે સારાસાર, કરે કામો તે રીતે.

ઉત્તેજન દે નાર, તો જ રહે નરની પ્રૌઢી;
સુધરે નહિં સ્ત્રીજાત, દેશ ના સુધરે કો દી.

વાંસ દોરિની રીત, રીત શબ લઇ જાવાની,
બળો જંગલી રીત, રીત ટાંગાટોળીની.
દોડદોડની રીત, રીત ઓઓની કૂડી;
ડાઘુવેસની રીત, રીત સૂતકની ભૂંડી.

ધિક્ક સ્ત્રીયની રીત, રીત છાતી કૂટયાની;
ધિક્ક રાજીઆ રીત, રીત મ્હોડું વાળ્યાની.

ધિક્ક કાણુની રીત, રીત ખાણાં પાળ્યાની;
ધિક્ક ચૂડીની રીત, રીત ખૂણા પાળ્યાની.

કેટલીક છે રીત, શુભાશુભ કારજમાં જે;
શરમ આણતી ન્હેસ, ઘણી દુઃખ દેતી છે તે.

ન્નાતવરાની રીત, ખરેખર જુલમી કર છે;
મરે બચારા રંક, કાડતાં નાણૂં કરજે.
જનમૃત્યુનૂં એક, બીજૂં દુખ નાણા કેરૂં;
તેમાં વળી કર દેઇ, કરજનો ઝિલવો મેરુ.

વરઘોડાના ઠાઠ, ઠાઠ સાજન મળવાના;
નાચ રંગના ઠાઠ, વૃથા આતસબાજીના.
ઘુમટાની મરજાદ, જનાનાની પણ તોએ;
સ્ત્રી સહુ બેમરજાદ, ફટાણાં ગાતી હોએ.
નહિં સ્ત્રીઓનૂં માન, હિન્દુના ઘરમાં ઝાઝૂં;
મિત્ર ગણે છે કોક, ઘણા કહે મારો પાટૂ.

(તેમ સ્ત્રી) ખાઈ ખવાડી સુએ, સ્હેજ ઘર કામ કરે તે;
લડે રડે ને પડે, ભુંડણો જેવી રહે તે.
જુલમગાર બહુ રીત, પરસ્પર પણિયત હકમાં;
ગ્રંથ વધી બહુ જાય, વાત કરતાં વીગતમાં.

## ૩
## શૂરવીરનાં લક્ષણો

પદ

પગલાં ભરવા માંડો રે, હવે નવ વાર લગાડો રે. ટેક.
આજ ઉઠશું, કાલ ઉઠશું, લંબાવો નહિં દહાડા;
વિચાર કરતાં વિઘ્નો મોટાં, વચમાં આવે આડાં. પગલાં० ૧
કુટુંબમાયા કયમ છોડાયે, કુટુંબનું કયમ થાશે;
એમ ફરયો તે જનાની પૂરો, રણમાં શું પછી જાશે. પગલાં० ૨
કુટુંબવાળો શૂર કરે નહિ, વિચાર એવો ઘેલો;
શંખનાદ સાંભળતાં તરતજ, ઉઠી સજશે વ્હેલો. પગલાં० ૩
વિચાર કરતાં ખાળો પડતાં, શત્રૂ છાપો મારે;
બચાવ કરવો ગભરાતાં તે, પછી પડે થઇ ભારે. પગલાં० ૪
આગ લાગતે કુવો ખોદવો, પચ્છમબુધિયા થાવૂં;
પાણી આવે પાળ બાંધવી, તેમાં તે શૂં ફાવ્વું? પગલાં० ૫
સજી કરીને સહુ જણ સાથે, રણમાં લડવા ચાલો;
શત્રૂની સાંમે રહિ ઉભા, ધુરકાવીને ભાળો. પગલાં० ૬
ભણ્યો ગણ્યો તે વાર ન કરતો, કામ આટપી લેતો;
સજી કરી નર્મદ કહે જાતો, હોસે રણમાં તે તો. પગલાં० ૭

## મલબારી

### ૧
### સુરતી લાલા સ્હેલાણી
લાવણી

છેલછબીલા! મન મોજીલા! સુરતી લાલા સ્હેલાણી!
વાડી, ગાડી, લાડીમાં તેં, જીંદગી કીધી ધુળધાણી. ટેક૦
પ્રથમ વસ્તી કસએ રાંદેરે હશે હિંદુ મિતાહારી,
તાપિમાતને પુણ્યપ્રતાપે, સુખમાં વસતાં નરનારી.
કયાંથી આવ્યાં, કયારે વસિયાં, વસ્તી એક કે જૂદાની?
દંતકથા એ કથવા બેસું, વાત રહી જશે મુદ્દાની.
વાત ખરી કે પ્હેલાં લોકે ઉદ્યમમાં આનંદ દીઠો;
ધન્ય હિંદુ ઉદ્યોગ તને રે, ધન્ય તારો સંતોષ મીઠો!
પણ એ સુખી સંસાર રહ્યો નહિ ઝાઝા દિન રાંદેરતણો,
લાંબે પલ્લે વ્હાણો ચાલ્યાં, લોભ થતો ચાલ્યો બમણો.
દેખી પરદેશી લલચાયા, વધ્યું દ્રવ્ય વસ્તી સાથે;
ધનની ખૂબ ખુમારી લાગી, લોભ લોહી ચ્હડિયું માથે.

ઝૂલ

ચ્હડયું લોહી અભિલાષાનું;
વધ્યું જ્ઞાન પરભાષાનું—
પરભાષા પરરીતભાતતણું,
પ્રસર્યું હે ખમિર પરજાત તણું.
પચરંગ વસ્તી વધવા લાગી, સિંધીથી લઇ અરમાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧

સુરત તરફ ફરી આંખ હવે, જ્યાં પહેલાં તો જંગલ વેરાન
સામે પાર બારૂં બાંધ્યું. ધક્કા, ફુરજા, મ્હોટાં વ્હાણ.
વધે ઉદ્યમ ચોમેર; સેંકડો વ્હાણ ફરે દશ દરિયા દૂર,
લાખ અસરફી લાવે એકક, લાંબી સફર કરીને પૂર.
કોણ હતો રાજા આ ટાણે, તવારીખ કહેતાં ચૂકે,
પણ એકક શ્રીમાન જ એવો, બે રાજા ગજવે મૂકે.
સોદાગર સંસ્થાન તું સુરત! શું વેનિસ, શું ઇસ્તમબોલ?
તારા આગળ જાય વટાવે, દોલત મહિમાનું નહિ તોલ.
બિગડી નજર દેખી પરદેશી, બિગડી વળી તુજ લક્ષણથી,
મોહમેદન ઉત્તરથી ઉતર્યા, ચઢયા મરાઠા દક્ષિણથી

ઝૂલ

બહુ લક્ષણ તારાં બૂરાં;
હજી પાપ શાં હશે અધુરાં?
ફળ સર્જિત ખાશે પૂરાં;
હજી ચાખીશ કંઇ કંઇ અસુરાં.
વાર થતાં પૂરી તુજ સરજત, શાસનની હદ લંબાણી;
વાડી, ગાડી, લાડીમાં૦ ૨

એ દિનથી પડતો પાસો તુજ, દેખીતી બહુ આબાદી,
ગયા ટેક વિવેક વસ્તીના, ગઇ આગલી નિદ્રા સાદી.

મુસલમાની અમ્મલનું શું કહું ?—દશા પાછળી બહુ ડોળાઇ,
દશા વિશા નહિ અમલદારમાં, દ્યાનત લશ્કરની બદલાઇ.
બાર કોશના મંડપ બાંધે, નવાબ બેસી મધ્યરાતે,
ખાડા ખડબા કંઈ નડે નહિ, દશ યોજન માપે હાથે.
દુનિયા જેનો ગુપ્ત જનાનો, અનુભવ ખાવાપીવાનો,
તે શું જાણે દુઃખ પ્રજાનાં, કે લ્હાવો આ દુનિયાનો ?
શિરે પ્હોરના છુટે ધડાકા, કોણ દિયે શૉખ એવાને ?
"આખા જગના આપજ રાજા," તત્પર લહુવા કહેવાને.

ઝૂલ

ખરા માનની જ્યાં છે ખૂટ,
ખોટાંપર પડે લૂંટાલૂટ;
બળી કાળજી માથાકૂટ,
મોજમઝાની સહુને છૂટ.

કાયરતા કર્તવ્ય જ સહુનું, આળસ મોટી મર્દાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૩

હુકા ચિલમને પાન સુપારી, શરાબના પ્યાલા ફરતા,
રાત બધી એ વહિવટ ચાલે, દિવસે સાહેબ સૂઈ જતા.
જોઇ રાજ્યકર્તાના રંગ એ, બિગડયા ઘણા અમલદારો,
સોદાગરો શ્રીમાનો બિગડયા, બિગડ્યા શૂરા સરદારો.
મોજમઝા સાધન ખૂટે તો, લૂંટફાટ કરતા જારી,
અમલદાર ને સિપાઇ લૂંટે, પ્રજા રડે અંતે હારી.
કંપી કર જોડીને બેસે, નિરાશ થઇ રૈયત આખી,
રળે રોટલા કોને માટે ? લૂંટે દુષ્ટ પિંખી નાંખી ?
કુર કુર કરતા ખાઓ મઝેથી, ભર્યું ભોંયરે કે વાડી,
ખૂટે ત્યારની વાત તે વારે, ભરશું પેટ ખાતર પાડી.

ઝૂલ

બમણાં ખાતર, નહિ કંઈ ફેર;
લૂંટફાટ નિત ઘેરેઘેર.
ચોર સિપાઇ જ કરતો કહેર;
ઘરના ચોરને પણ નહિ મ્હેર.
લૂંટ અંદરની, લૂંટ બ્હારની, કેમ ટકે દોલત છાની?
વાડી, ગાડી, લાડીમાં૦ ૪

પ્હેલી બિગડી કોમ પારસી, નકલકાર સહુથી પ્હેલા,
નિશાબાજી ને જારબાજીએ બન્યા છેક એ અલબેલા.
પછી હિંદુનો આવ્યો વારો, બ્રાહ્મણ ને કાયસ્થ વણીક,
શેઠ શાહુકારો બહુ બિગડયા, પ્રજા નહી બિગડી થોડીક.
સળો એમ પેઠો સંસારે, થોડા નર જે સ્વચ્છ રહ્યા,
માઇપૂત તે થાકી આખર દેશવટે ત્યાંથી નિકળ્યા.
તજી ગયા ઘરબાર સુજન સહુ, શી શોભા હવે નગરીની?
દેવાલયમાં દીપક ઝાંખા, બજાર તંગી વકરીની.
સૂની, શેરીઓ, હાટ, હવેલી, ચોકી ચૌટાં પચરંગી,
રાત પડે રંગીલા લાલા, જાગે દારૂડિયા ભંગી.

ઝૂલ

નફા ગયા, નુકસાન અપાર;
જ્યાં ત્યાં જારીનાં જ બજાર;
આળસ ઈર્ષાને અવતાર,
રૈયત હિંડતી જુઓ આ વાર.
હીણા આંધળા હજી ન દેખે: દશા કશી પસ્તાવાની?
વાડી, ગાડી, લાડીમાં૦ ૫

મોજમઝા ને ખાણીપીણી, હડખું લાગ્યું રૈયતને,
ગજાું પારકું નહિ પોતાનું જુએ જન્મ કે મૈયતને.

હર બ્હાને દોલત ઉડાવે, ભેગી કરેલી વડવાની,
મોટા નાના નાચ નચાવે, સર અવસર વણ ઊજાણી.
શાલ–દુશાલા દિલે લપેટી, પાન સોપારી ભરી મુખવાસ,
બગી પાલખી બેસી પારખ "ઇજન" કરવા નિકળે ખાસ.
ઘેર ઘેર ભમતા થઈ ભાવિક "કૃપા કરોજી આજની રાત;
આપ પધાર્યે દેવ પધાર્યા, માનીશ હું મનથી સાક્ષાત."
નાચ ને મુજરા, ફુલના ગજરા, ઉડે ફુવારા અત્તરના,
દેશદેશથી આવે ગવૈયા, વરસ સાઠથી સત્તરના.

ઝૂલ

ડફ તબલા, સારંગ સિતાર,
પેંડા બરફી, માઝમ માર;
શરાબ શરબત, લે પોબાર;
નાચ રંગને જાર જુગાર.

ઇંદ્રપુરી સમ આ સહુ મહિમા, સરતી નાચતી ઇંદ્રાણી;
વાડી, ગાડી, લાડીમાં૦ ૬

નાચે કંચની થન થન થન થન, ગાતી મનહર મધુરા રાગ,
સૂર તાલ નહિ ચૂકે એક પણ, દીન ધર્મના ભજવે ભાગ.
નાચરંગ, વાહ વાહ, શા શોભે! પાક પારસીનાં મુક્તાદ;
મુસલમાનની ઇદ મુબારક. વાહ રે કંચની હૈદરાબાદ!
જો કિલ્લા મેદાનમહિં અહિં, માણેકઠારીનો શો હાદ!
હોળી, દિવાળી, બળેવ, દશરા–વરસતણા દિન ત્રણસેં સાઠ;
શ્રાવણ શિળીસાતમનો મહિમા સ્વર્ગ અદેખું છે દેખી;
ગાનતાને ગુલતાન બનેલા સુરત! તારી શી શેખી!
દિવસ દિવસના જુદા રાગરંગ, ઢોંગ સોંગ નટ નાટકના,
જાદૂગર ને જુઓ મદારી, નગ્ન નાચ વળી પાતકના.

ઝૂલ

નથી એક આવેશ વિકાર,
પણ સુરતે ભોગવ્યો એ વાર;
હજી એને જીવે ન કરાર;
પાપ દુઃખનો ભરવો ભાર.
ભાર થશે પણિયારી શિરપર, પાપ તણાં ઉકળે પાણી:
વાડી, ગાડી, લાડીમાં૦ ૭

ખ્યાલ અખાડા રોજ રાતના, કલગી તોરા ને કુસ્તી;
ઘોડદોડ ને દડીમારની સમી સાંઝ ચાલે મસ્તી.
ગોરી ગરબા ગાય શેરીએ, ભાગળ આગળ થાય ભવાઇ;
રામજણીઓ ગાય મરસિયા, સુણતાં આવે આંખ ભરાઇ.
હિંદુ જાય ઇસલામી ઘેરે, મુસલમાન હિંદુને ત્યાં;
પારસી તક એકે નવ ચૂકે, આજે ત્યાં કાલે અહિંયાં.
પાનાં પાસા વાળુ પછી જો, શી રૂપાની રેલ છૂટે?
શાહ ચોર સાવધ રહ્યો કેવો છાકટ મૂરખને લૂટે?
જન્મ મરણ ને લગ્ન ટાંકણે, બીજાં તીર્થ તો દૂર રહ્યાં,
ઉપવીતદીક્ષા, શ્રાદ્ધ, અઘરણી, સુંનત તે નવજોત કહ્યાં.

ઝૂલ

કયાં તહેવારનો આવે અંત,
સુખ ભોગવવાની જ્યાં ખંત?
ભૂલા પડે સાધુ ને સંત,
મોજમઝા જ્યાં રહે અનંત.
અનંત ગજા તારી છે સુરત! મોત સજા ભોગવવાની:
વાડી, ગાડી, લાડીમાં૦ ૮

વગર આવકે કયાં તક ચાલે આ રોજિંદી દિવાળી?
કમાઇ માટે વખત મળે નહિ, મ્હેનત કોણ કરે ઢાળી?

અગ્રેસર વસ્તીના એમજ સર્વ થયા ખીસે ખાલી,
વિષનો પ્યાલો પીધો કોઇયે, કોઇયે પાઘ ઊંધી ઘાલી.
લખ લાગ્યો નહિ જાય નઠારો, મિલકત ખોતાં બાપીકી,
કોરે પાને કરજ કઢાવે, સત્વર સહી કરતાં શીખી.
ગુજરાતીનું નામ મળે નહિ, કરે ફારસીમાં લવરી,
મુનશી, મોલવી, અટક લખાવે, ફિસિયારીમાં જાય મરી.
મળી આવે કો ભોળો બિચારો, બ્હારગામનો નાણાંવટી,
મિયાં પડાવી નવું ખાતું ને નવી ચલાવે ચટાપટી!

ઝૂલ

વાહ રે સુરતની ચટાપટી!
નહિ લટપટ ખટપટ એ ઘટી;
નાણાંવટ આખી નકટી,
પણ નહિ નાનખતાઇ હટી.

નાનખતાઇ વાજાં વગડાવે, કરે જલસા વળી મુલતાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૯

હજી હવસનું જોર રહે તે ભીખ માગી પાડે પૂરો;
લાલ હોઠને પ્હોળી છાતી, સરફરાજ સુરતી શૂરો.
કોઈ જાદુ કૌતુકે તણાયે, કોઈ કિમિયામાં જાય ચસી,
ગયલી દોલત પાછી લાવવા વધુ કરજમાં પડે ફસી.
કોઇ શોખે વળી વીર મૂકતાં, માગી સહુ આવી મળે—
ધન તો શું પણ ગયલું જોબન!—વૃદ્ધ વ્હેમ એ કેમ ટળે?
જુદા જુદા એ સ્વાંગ સુરતમાં થતા હતા કહું વારંવાર,
ઘરખૂણે, કાં નદીકિનારે, સ્મશાનમાં ને હાટ બજાર.
ભૂત તથા ડાકણના વ્હેમ ત્યાં હત્યાની શી પૂછો વાત?
હારેલા એકલપેટાથી નિર્દોષોની થાયજ ઘાત.

ઝૂલ

પશુ બાળકનાં કાપે શીર;
જખમી કરે સ્ત્રી પુરુષ શરીર;
કાઢે ચામડી નખ ને રુધિર,
ક્રિયા કાંઇ કરવા ગંભીર!

ઘાતક એવી ક્રિયા થકી, શઠ! ગઇ દોલત શું મળવાની?
વાડી, ગાડી, લાડીમાં. ૧૦

લાખે લેખાં જે લખતા તે મૂંઢી રાખના છે મ્હોતાજ;
ભીખ માગતાં એ હવે થાકે, શું કરવું સૂઝે નહિ આજ.
ગામ ગિરાસો ગયાં તણાઇ, બાગ બંગલા સહુ તારાજ;
રૂપિયાના પૈસા મૂલે પણ કોણ લીયે થાતાં હરૂરાજ?
પછી મરકીની આવી વારી, મોજમઝાનું એ પરિણામ;
બ્હીલાં બાવરાં, વ્હેમે વંઠયાં, લોકો નાસે ગામેગામ.
ભોગ મળ્યા તારા શા સુરત? મરકી પાછળ દુષ્ટ દુકાળ,
કાળા મ્હોંનો કયાંથી આવ્યો?—સ્હેર સકળની કાઢે ખાલ.
બાકીસાકી રહી સરજત તે, આગ રેલ વાળે મ્હોકાણ;
શેરી શેરી શું ઘર ઘર જોને, ફના ફાતિયાના સામાન.

ઝૂલ

સૂની શેરી ને સૂનાં હાટ;
સૂનાં મ્હેલ મંદિર ને ઘાટ;
નગર ખાલી ખંડિયર ને કાટ;
પાપ દુઃખનો પડે ઉકળાટ.

કળીકાળની પાપપ્રસાદી, સુરત! તને છે સ્હેવાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧૧

મોટાં મોટાં વલખાં મારે, આંટ નહી પૈની હાટે,
નવાબ પેટે ઢોલ વગાડે એ ટુકડા રોટી માટે;

બક્ષી ઊભા હાથ પસારી, “ખુદા વાસતે દ્યો બક્ષીશ;”
નિરાશ બેગમ ભૂખ દુઃખથી, સૂતાં ભડકી પાડે ચીસ.
રાજપતિ અરજી લઈ જાયે, પરદેશી વેપારી પાસ,
“ઈંગરજ બ્હાદુર નામ સુના તુમ, મગનેકું આએ હમ ખાસ.”
એમ રડે રાજાના પુત્રો, કોણ સુણે એની ફરિયાદ?
ટપલી મારી નાંખે ટુકડો, દયાવાન કો નર એકાદ.
હાથ પારકે શરમ આબરૂ, રાખ પ્રભુ! સુરતની લાજ;
આંખ વિંચી એ મરવા સૂતું, ઉજાગરાથી થઇ તારાજ.

ઝૂલ

સુરત જાગતું કે સૂતું?
મુવું પડયું કે છે જીવતું?
હશે, હતું તે તો તું હતું;
બની શકે તો થા ફરી છતું.

સતું થા તું ભલે છતું થવા, પણ સ્થિતિ તારી પસ્તાવાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧૨

કહો પડતીના પાર હવે શા? લખતાં લેખકકર ધ્રૂજે;
નફટ નફકરા સુરતી લાલા! નહિ તુજને રસ્તો સૂઝે.
કયારે સુધરે સુરતી લાલા! હિંદુ પારસી, મહમદિયાન?
છોડ ખોટી મોટાઇ મૂરખ! એ મોટાઇએ વાળ્યો ઘાણ.
હશે બાપદાદા તુજ મોટા, તેમાં શું તુજ દિન ઉઘડે?
ઝેર ફાકવા પાઇ મળે નહિ, જો મોટપ ગિરવી મૂકે.
છોડ નકલ, બેઅકલ બાયલા! પગ પેખી પાથરણું તાણ,
મિયાં પડ્યા પણ ટંગડી ઊંચી, એ કુહેણની કરી પિછાન.
છોડ અદેખાઈ અંટસ ઝાઝાં, કજીયા લડવા દરબારે;
અંટસનું છે ઝેર બુરૂં રે, કજિયા કેરો કર ભારે.

ઝૂલ

કર કાળું મ્હોં કલેશતણું,
મોજ મઝા ને દ્વેષતણું.
તજી સ્વાર્થસુખ થોડું ઘણું,
કર મ્હેર મધ્યબિન્દુ દેશતણું !

ધર્મ ગમે તે હોય—પારસી, હિંદુ કે મૂસલમાની;
વાડી, ગાડી, લાડીમાં૦ ૧૩

સુધર હજીએ લાગ મળે તો, સૈકો એક વહ્યો ખાસો;
દુરાચાર ને આપમતલબે, સદા પડ્યો ઊંધો પાસો.
સુધર હવે ઝટ સુરતી લાલા! દેશ દાઝ ધર હૈડામાં;
નથી સાર જાદૂ કિમિયામાં, માલ ન વ્હેમી વૈદામાં.
સુધર, સુધર તું પંડે પ્હેલો, પછી સુધારો કર ઝાઝો;
શોધ કમાણી સત્ય મારગે, સ્હેરી ઉદ્યમ કર તાજો.
જળમાર્ગે ને જમીનમાર્ગે, ફરી સજીવ ધંધો કર તું;
તાપિમાતનાં હાડ સુધારી, લોહી નવું કરી દે ફરતું.
નાનાં નાનાં બંદર રસ્તા, સસ્તાં સાધન આવકનાં;
જાવકના મારગ કર ખુલ્લા, લાભ લઇ લે શુભ તકના.

ઝૂલ

પણ સહુથી મોટી જે ગરજ,
સુરતી! સમજ તુજ પ્હેલી ફરજ;
જૂનું શ્હેર, ને માથે કરજ;
જૂનું પાપ તે મૂવો મરજ.

મૂળ મરજનાં કાપ, શોધ રીત જૂનું પાપ એ ધોવાની,—
વાડી, ગાડી, લાડીમાં તેં જીંદગી કીધી ધુળધાણી. ૧૪

(સંસારિકા)

## કેશવરામ

### ૧

### અવગણના કરશો માં!

ભૈરવી

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં.
હાથ મારો મૂકશો માં; હાથ મારો મૂકશો માં; દીનનાથ૦
આ મહાભવસાગરે, ભગવાન હું ભૂલો પડ્યો છું;
ચૌદ લોકનિવાસ ચપલા–કાન્ત, આ તક ચૂકશો માં; દીનનાથ૦
ઓથ ઈશ્વર આપનો, સાધનવિષે સમજું નહિ હું;
પ્રાણપાલક પોત જોઇ, શંખ આખર ફૂંકશો માં; દીનનાથ૦
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસસારૂ સૂકશો માં; દીનનાથ૦
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારૂં;
અખિલનાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશો માં; દીનનાથ૦

## ૨
## કરુણામૃતની યાચના

દેશ

હઠ લઇ બેઠા છો હરિરાય હવે હદ થાય છે રે;
જગદીશ્વરજી જન્મ જડેલો નિષ્ફલ જાય છે રે. ટેક૦

શો અપરાધ થયો છે સ્વામી, પૂછું છું પ્રણુયે શિર નામી,
અંતરયામી, અતિ અંતર ઉભરાય છે રે.— હઠ૦

છે ભગવાન મને ભય ભારે, આપ વિના નહિ કોઈ ઉગારે,
આ સંસારે, અધવચ વ્હાણુ તણાય છે રે.— હઠ૦

ઘણા ઘણાની વારે ધાયા, સેવકને ટાણે સંતાયા,
માધવ ન કરો માયા, નયન ભરાય છે રે.— હઠ૦

કેશવ હરિ બહુ કઠણુ ન થાશો, નિર્દય થઇને દૂર ન જાશો;
પ્રિય કરુણા-મૃત પાશો, જીવન જાય છે રે.— હઠ૦

## ૩
## તણાતી દેહ હોડી

ધીરાના પદનો ઢાળ

શામળીઆ શઢ ત્રુટી રે, હોડી હવે હાલે નહિ;
આ ભવસાગર કેરા રે, ઝપાટા ઝાલે નહિ. શામળીઆ૦

ભવસાગરના ભર દરિઆમાં, હાલક લોલક થાય,
નીરમ ન મળે નાથ વધારે, પવને પાછી જાય;
ડામણ ક્યાંથી દઇએ રે, કુવા થંભ ક્યાં છે અહીં ? શામળીઆ૦

ભાર ભર્યો છે નાથ વધારે, પાણી પેસે માંય,
હાય હલેસાં કામ ન લાગે, અન્ય ઉપાય ન કાંય;
હોકાની હુશિયારી રે, હરિ હરિ જાતી રહી! શામળીઆ૦

નાવિક મૂર્ખ નમાલો માધવ, અધિક કરાવે કાશ
સહાયકારક સખા હતો તે, પણ પામ્યો છે નાશ;
મારી કર્મકહાણી રે, હરિ નહિ જાય કહી. શામળી.આ૦

આ ઘનઘોર ઘટા ચડી આવી, તેમાં છે તોફાન
ઉપર આભ તળે છે પાણી, ભૂલ્યો ભૂધર ભાન;
દામોદર ડૂબું છું રે, સંકટ સર્વ સહી. શામળીઆ૦

વીજળીઓના થાય કડાકા, અતિ અંધારી રાત,
સુકાન કામ કરે નહિ કાંઈ, હરિ હવે ઝાલો હાથ;
વાર કર્યે શું વળશે રે, અવ્યય આમ અહીં. શામળી.આ૦

શરણાગત—પાલક છો ત્યારે, ચિંતા શાને હોય?
જગજીવન જાણું છું સઘળું, ધિરજ ન રહે તોય;
કેશવ ક્યાં સંતાણા રે, અવસર જાય વહી. શામળી.આ૦

## ૪

## મેમાન

કાફી

અમે તો આજ તમારા, બે દિનના મેમાન.
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. ટેક.
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એક સમાન;
પાછા કોઈ દિને નહિ મળીએ, ક્યાં કરશો સન્માન? અમે૦
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્દગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન. અમે૦
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન. અમે૦
કેશવ હરિએ કરુણા કીધી, ન ભમો ભૂલી ભાન;
તત્ત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન અમે૦

# નરસિંહરાવ

## સ્તુતિ

પદ

સુન્દર શિવ મંગલગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા. સુન્દર૦

મધુર કુસુમ વિશે રમે ગન્ધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકણ્ઠ કોકિલરવ શ્રવણસુખકરા;—
સહુમાં વસતી હસતી પ્રતિફલિતા—શી લલિતા—સુન્દતા
તુજ જગદ્ધરા. સુન્દર૦ ૧

વિપ્રલમ્ભો વિષયમોહની મધુસ્વરા
દિવ્યધામપન્થ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા!
ક્ષણ તે હૃદયે બળ દે કર ધરો આ—પરિહરવા—મધુરરવા—
મોહનીસુરા. સુન્દર૦ ૨

વિમલ સાધુ હૃદય વિશે વિપદજલધરા
વ્યાપોં દમે સત્યદૃષ્ટિ ધનતિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરોં જ્ઞાનરવિકરા,
કરુણા ધરીને ફરીને હરોં તમને—સદયમને—મનગગને
શાન્તિ દે સ્થિરા. સુન્દર૦ ૩

( હૃદયવીણા )

## ૨

## ભોરઘાટ

તોટક

બહુ વેળ દીઠું ગિરિમંડળ આ,
સહુ વેળ દીઠાં રૂપ મ્હેં જુજવાં;
કદી રમ્ય હસ્યા, કદી ઘોર બન્યા,
કદીં શાન્ત સૂતા, કદીં ક્ષુબ્ધ ઘણા. ૧

અવલમ્બ વિના રહ્યું છે લટકી,—
લઈ શું લઇયે કરથી અડકી!—
ગિરિશૃઙ્ગનીં મધ્ય ખીણો ઉપરે
કંઈ અદ્‌ભુત ઇન્દ્રધનુષ્ય તરે! ૨

અતિ ભવ્ય મહીધર એ ધનુને
શું રમાડી રહે ઉરની ઉપરે!
અહિં ભવ્ય વિશે રમણીય શમે;
રચના નિરખી મન તો વિરમે. ૩

ઘનધુમ્મસમાંહિં લપાઈ કદી
ગિરિયૂથ ડૂબે ઊંડી મૌનનદી;
ઝરણાં તણીં અંગ વિભૂતિ ધરે,
ગિરિરાજ તપસ્વીસમા શું દિસે! ૪

કદી મેઘજળે ઊંડું સ્નાન કરે,
ગિરિવૃન્દ અલૌકિક ધ્યાન ધરે,
શિખરો બિચ મેઘસમૂહ તરે,
હ્રદયે પછી ભાવ નદી ઊભરે. ૫

તૃણભૂમિ અનેક લીલા વરણી—
હસતી નિરખી હસતો તરણિ;
પશુવૃન્દનો તે કંઇ માળ ધરે
ભરી જે વિવિધા વરણોથી ખરે. ૬

કદી શુષ્ક સૂનાં શિખરો ઉપરે
રવિરાજ સુવર્ણનો વૃષ્ટિ કરે;
ગિરિમંડળ કાન્તિ અવર્ણ્ય ધરે,
રમણીયપણું વિરલું ઊભરે. ૭

કંઇ રૂપ દીઠાં બહુ એહ પરે
ન દીઠાં તદપિ બહુ અન્ય અરે!
નિરખું પણ એ કંઇ ભાવબળે,
વિણ બિમ્બ મને પ્રતિબિમ્બ પડે. ૮

જનસૃષ્ટિ સુવે ઘનનિદ્ર બની,
ગિરિરાજ! ત્હમે સઘળી રજની
રહી જાગૃત ચાંદની માંહિં વસો,
નભતારાકશું કરી વાત હસો. ૯

સહુ પ્હેલી ઊઠે હસતી શી ઉષા!
રવિરાજની લાડકવાયી સ્વસા;
મૃદુ રંગ ગુલાબી વડે ચીતરે,
ગિરિરાજ તણાં મુખ પ્રેમભરે. ૧૦

પછી વહ્નિ ભર્યો રવિગોળ કૂદે,
ઊંડી જ્યોતિનદી પ્રસરે જ બધે;
ગિરિરાજ! ત્હમે કંઈ ભાવભર્યા

નિરખો સહુ એ વિરલી રચના. ૧૧
કદી ગાઢ ભયંકર ગર્જનથી
ગગડે ઘન, વિદ્યુતતર્જનથી
ચમકાવી જ વાંકીચૂંકી લીટિયે,
તિમિરે નભ શ્યામળું વીંટી લિયે; ૧૨
અતિભવ્ય ભયંકર ખેલ વિશે
ગિરિરાજ! તમે રમતા જ રસે.—
અતિઅદ્‌ભુત હેવી અનેક છબિ
હૃદયે મુજ ભાવવડે જ લખી. ૧૩
જુજવાં રૂપ આમ બધાં વિલસે;
તદપિ સહુમાં કંઇ એક વસે
ઊંડું સત્ત્વ અગમ્ય સુભવ્ય ખરે,
ગૂંથી જે સહુ રૂપ જ એક કરે. ૧૪

( હૃદયવીણા )

## જમશેદજી રૂસ્તમજી ઉમરીગર

### જેસલ અને તોળલનો સંવાદ

શાર્દૂલવિક્રીડિત

**જે૦** જો જો, તોળલ, જો અહીં અધધ આ તોફાન કેવું ચડયું!
કાંઠો આ કયમ ઝાઝ પ્હોંચી શકશે, ઓ ઓ પડયું ગાબડું!
વાયુ શો સુસવાટ સખ્ત કરતો, મોજા ઉછાળી અરે!
આશા વ્યર્થ જ જીવવા, પ્રિય, હવે ડૂબ્યાં જ આંહીં ખરે! ૧

**તો૦** જોદ્ધા જેસલ, વાત એ તુજ ખરી, તોફાન છે સાગરે,
જાણે એ તુજ તોરને ભજવતો,—છો જે ગમ્યું તે કરે!
ચિંતા શી તુજને કહે? મરણ તો મારૂં જ દીસે અહીં,
ડૂબે વ્હાણ અહીં યદી સમય આ, મારી જ આશા નહીં. ૨

**જે૦** હા સાચું, પણ આજ તો મુજ મને શંકા રહે છે અતિ,
ડૂબ્યો તો મુજ મર્ણની ક્ષણ પછી હાં રે દશા શી થતી?
ઓરે આ કડડાટ સાથ સબળો જો ડોળ તૂટી પડયો!
ઘૂ ઘૂ ઘૂઘવતો અહા જલધિ આ ઉન્મત્ત છે વીફર્યો! ૩

**તો૦** લૂટારા સરદાર, રે ડર નહીં, લે નાથનું નામ તું,
વ્હાલાનું બસ સ્હેજ સ્મર્ણ કરતાં પ્રાણી અભે પામતું!
આપી ના શકતાં ક્ષમા જન કદી જે જે ગુન્હાઓ તણી
તે યે જો બની દીન જાય શરણે, આપે દયાળુ ધણી! ૪

**જે૦** બોલી શું પ્રભુ સ્મર્ણ? કયા પ્રભુ તણું? રે બોલ મા એ વિશે!
એથી તો ભય ઉપજે વધુ મને—ઓ! આ વળી શું દિસે!
મોજા જો નગપ્રાય આ ઉછળતા, જાણે પ્રલે શું થશે!
હોડી નિશ્ચય આ વહે પલક જે ડૂબી જ તેમાં જશે! ૫

**તો૦** રે પેલો કર યાદ તું સમય જે ઘોડારમાંહીં બન્યો,
કેવો લોહખીલો કર્યો સહન તેં પ્હાનીમહીં જે ખણ્યો;
ઊંકારો પણ ના કર્યો વખત તે, સાંખી ગયો પીડ તે,
તો શું આમ ડરે અહીં સહજમાં, બ્હાદૂર આવો છતે? ૬

**જે૦** રે તોળાં, નવ વાતનો સમય આ, પાપે ભરાણો ઘડો,
જો પેલો જમદૂત ભીષણ કને આવી થયો છે ખડો!
બાકી ના ઘડિ એક રે અરધ ના! શું એટલામાં બને!
હા! હા! તોળલ! હું મુવો બસ મુવો! સૂઝે ન કાંઇ મને! ૭

**તો૦** થા તું જેસલ શાંત, ભ્રાંતિ તજ તું, કર્મે લખ્યું તે થશે
ચિંતાગ્રસ્ત થયા થકી ન કદિ યે આવી વિપત્તી ખસે:
વે'લો ગા ગુણગાન તે હરિતણું, જે વખ્ત તારે રહ્યો,
નક્કી તે જ ઉગારશે કર ધરી જો શર્ણ તેને ગયો. ૮

**જે૦** તો તું થા ગુરુ આજથી મુજતણી, તારે પગે શીર્ષ આ,
તારી લે મુજ પાપપ્રૌઢ જીવને, રે સાંભળી અર્જ આ:
મારો તો પ્રભુ તું જ તોળલ હવે, દાતા દિલાસાતણી,
દેવી લે ઝટ આશરે તુજતણે, છો તું જ મારો ધણી. ૯

**તો૦** રે એવું નવ બોલ તું. પ્રિય સખા, છાંયો હરિનોજ લે,
આશા તે પણ પેખ તું પ્રભુ થકી, પાપો બધાં જ્યાં જળે:
કાચો છે અઘ રંગ, તે પ્રભુમયાથી જાય ફીટી સદા,
પાપીના પણ સ્નેહથી પ્રભુ રીઝી સેવા કરે છે અદા. ૧૦

ખોટારો બસ રાખવા મન તણો અદ્યાપિ ઇચ્છા ધરે,
ને જૂની દ્દઢતાથકી હર દિને કર્મો જ જે તે કરે,
ને એ સર્વ હજી ય મીઠું મધ હો—તો તો લુટારો રહે,
—ને સાચેજ અઘો દીઠાં અઘ રૂપે, તો તે મનેથી દહે! ૧૧

તો, વીરા, કર ગુપ્ત કર્મ સઘળાં ખુલ્લાં જ અન્યો કને,
સાચું બોલ બધું જ સૌ જન કને, ભાખ્યું અહીં જે મને:
દે તે સૌ અઘ જાણવા જગતને,—પાપી તણો પાર એ!
કર્મો ગુહ્ય જ રાખવા મન થવું,—પાપોતણો યાર એ! ૧૨

ફેંકી કર્મ બધાં ય બાળક બની તું આવ, શિક્ષા કરૂં,
માગું છું પણ એક હું વચન, કે “ કુહે, ‘ હું હવે ના ફરૂં ’ ”!
તે અગ્નિ તુજ વાળી નૂતન પથે તેમાં ધખાવે પૂરો,
—જે શક્તિ તુજ પાપ સિદ્ધ કરતી, તે કુ તણું સુ કરો! ૧૩

જે૦ હા, તોળાં, તુજ શીખ સત્ય સમજું, ધારૂં વળી ધ્યાનમાં,
રે ક્યાં છે પણ વખ્ત તેમ કરવા, તારાં ય તે માનમાં?
જો હોડી જલથી ભરાઈ ગઇ છે, જાશું જ નીચે હવે,
થાશે શું, પ્રિય બેન, હું અધમનું રે મોત આંહી થવે! ૧૪

તો૦ ઇચ્છા નાથ તણી હશે ત્યમ થશે, મુંઝા નહીં લેશ તું,
તારે શી જ જરૂર છે સમયની, લે સ્મર્ણ સર્વેશ તું:
પાપો પુણ્ય બને છ હેતુ લઇને, તેથી વળી તે બળે.
કાર્યોથી નવ; જાણ, જેસલ, હવે સંદેહ તારો ટળે. ૧૫

જો કે નિત્ય જણાય કાર્ય બનતાં ઇચ્છા પ્રમાણે સદા,
તો યે તે શકતાં બની, અગર તો ના યે બને તે કદા;
કાર્યો છે નિત દેશકાલ લઇને, ના હેતુઓ તેમ છે,
નિર્ખી એ સ્થિતિ તેં અહીં, તુજ મને કુહે ને હવે કેમ છે? ૧૬

રોક્યાં સૌ કદિ હોય પાપ બસ જો, આ ઉમ્ર આખી મહીં,
તો યે પુણ્ય કર્યા વિના શુભ ગતિ કો જન્તુ પામે નહીં;
બાળી દે ઝટ તેથી માત્ર કરમો, એવો જ ઉદ્દેશ છે,
એ તો તું શકશે કરી ક્ષણ મહીં, મુશ્કેલ ના લેશ છે. ૧૭

જે૦ બ્હેની, હું, સમજ્યો નહીં તુજ કહ્યું, કૂહે લેશ વિસ્તારથી,
માર્યું છે બર બ્હેર આ મગજ તો, પાપોતણા ભારથી;
મારામાં મુજને હવે નવ રહ્યું શ્રદ્ધા સરીખું જરી,
હેતે તો સમજાવ તું સરલ છો, રે હાથ મારો ધરી. ૧૮

તો૦ ત્યારે જો ધર સાર આ શ્રવણ તું, છીએ બધાં નાથનાં,
કિંતુ જે વિણ મ્હેનતે કર પડ્યું તેની જતાં સાથ ના;
પાણીમાં કદિ માછલું તરસથી ક્યાં યે ગયું છે મરી?
રે એથી પણ માણસો મુરખ છે, કૂહેવું ઘણું શું કરી! ૧૯

આ માયાની જહાનમાં ગફલતે પ્રાણી કરોડો ભુલે,
ના તારી બસ એકની ભુલ થઇ, ધ્યાને હવે તે ન લે;
તો યે વાત અશક્ય રે નથી નથી નિર્દોષ થાવા તને,
ઇચ્છા જો તુજ હોય તો થઇ શકે, માનું ખરૂં એ મને. ૨૦

છે બે સૃષ્ટિ વિચાર કાર્ય લગતી, જ્યાં માણસો સૌ વસે,
તેમાં કાર્યતણી અહીંજ લગતી, તે અત્ર પૂરી થશે;
બીજી, ભાઇ, વિચારસૃષ્ટિ રહી જે, છે સૂક્ષ્મ તે તો અતિ,
છે વિસ્તાર વળી સદા અતિઘણો. ને ગુહ્ય તેની ગતિ. ૨૧

જે૦ સાચું, હા, પ્રભુ તો કૃપાલુ બહુ છે, જો વ્હાણ કેવું તરે!
સૌ તોફાન વધ્યું દીસે દૂર હવે, આકાશ ચોકખું ખરે,
પ્હેલાં સાગર જે અહીં ધુઘવતો તે શાંત કેવો દીસે,
કેવો, બ્હેન, પ્રકાશ આ સુખદ, જો, છાયો જ ચારે દિશે! ૨૨

તો૦ હા, જો, જેસલ, એ પ્રકાશ દિસતો પ્યારા હરિનો જ છે;
જે તેને નિત સેવતો મન થકી, તેને સદા મોજ છે;
પાપીને પણ તારવી શરણમાં લે છે સદા પ્રીતથી,
ગાજે તું જમશેદ આ જગતમાં તે નાથને ચિત્તથી. ૨૩

# કાન્ત

## ૧
### ઈશ્વરસ્તુતિ

ઉત્પત્તિ, સ્થિતિ, વિશ્વ આ સકલની છે સર્વ જે તાતથી,
ઉદ્ધારાર્થ મનુષ્યના અવતરે જે માનવી માતથી,
જે ધાતા જગનો, પવિત્ર, પ્રભુ, જે ત્રાતા સ્વયં નન્દન,
તે શ્રી સાંબ દયાલુ શંકર પિતા! સ્વીકારજો વંદન!

## ૨
### મહેમાનોને

મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો!
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં, પ્રભુ પાસે પણ થાય, જો!
મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે:
ઉતર્યાં રંક ઘરેઃ શો પુણ્ય પ્રભાવ જો!
શુશ્રૂષા સારી ના અમને આવડી:
લેશ ન લીધો લલિત ઉરેનો લ્હાવ જો!
મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!

# બળવંતરાય ઠાકોર

## શેર-દોરો

[સીધા ચઢણવાળા કાળમીંઢ નાગા પર્વત ઉપર નાનો ગઢ હતો. તેના ઉપર સામાવાળીઆઓએ હલ્લો કર્યો હતો.

સાંજ પડયે શત્રુઓ હઠયા ત્યારે ગઢીનો માલીક દીવાલ ઠેકી બહાર નીકળે છે, તો પોતાના બાવીસ અને દુશ્મનના સાત માણસોને મરેલા જુવે છે અને તેમને જુદા પાડે છે.

નાગા પર્વતનો અસલી રીવાજ એવો હતો કે જે કોઇ લડાઈમાં વીરનું મૃત્યુ પામે તેને 'શેરે જંગ'નું માન મળે અને તેને હાથે દોરો બંધાય. સરદારે જોયું કે પોતાના બાવીસ લડવૈયાઓના કરતાં કાફિર દુશ્મનના સાત શુરવીરોની બહાદુરી કાંઇ ઓછી નહોતી; તેથી સૌએ મળી તેમને પણ 'શેર-દોરો' બાંધવાનો ઠરાવ કર્યો.

ગઢીના સરદારે વધુ વિચાર કર્યો કે વીરનું મરણ પામવા જે જે કારણો બીજાઓને તાન ચઢાવે છે તેમાંનું એક આ સૈનિકોને ન હતું. છતાં પણ તેઓએ 'શેરે જંગનું' મૃત્યુ મેળવ્યું છે. સો વરસ ઉપર શુરા મેહ્રાબખાંએ પણ એકવાર પોતાના બચાવ ખાતર ખોટા સમ ખાઈને જીભને નાપાક કરી

હતી. માટે આ સાત શુરાઓના શુદ્ધ બલિદાનને એક શેર-દોરો બસ નથી. તે ઉપરથી બવાએ તેમને બેઉ હાથે બબ્બે દોરા બાંધી દીધા.

પછી તો, બેત્રણ દિવસ બાદ, બીજા ઘસાવડામાં એ ગઢ અને પર્વત સામાવાળીઆઓને હાથ પડયાં. ત્યારે બબ્બે શેર-દોરા બાંધેલ, સાત શુરાઓનાં શબ સાથે મળ્યાં.]

ઉપજાતિ

૧

હતી ગઢી ધારતણીજ ટોચે
ચોપાસ **નાગા** નગ ઊપરે ચણી;
ગયા હઠી શત્રુ, પડીજ સાંઝ,
દિવાલ ઠેકી નિકળ્યો ગઢીધણી.

૨

ચોપાસ સૂતા મરતા મરેલા
પોતાતણા શત્રુતણા જુદા કરે;
પોતાતણા બાવીશ, શત્રુ સાત,
કોદી ન પાછા રણખેલ આદરે.

૩

જોઇ રહ્યો નાયક શત્રુ સાત
ચઢ્યા જ **નાગો** નગ જે લગોલગ;
હણ્યા વળી રક્ષક વીર વીણી,
લીધાદીધા ઘાવ ધસી ડગોડગ.

૪

એ સાહસોત્સાહ ધણી નિહાળી
રહ્યો, પડયો ને ક્ષણ તો વિચારમાં;
કદાપિ વીરે પણ વીરતાને
વિમાની જાણી કયંહિ તુચ્છકારમાં!

૫

વદ્યો ધણી ધીર ગભીર વાણી,
"આ કાફિરો કાફિર—હાલ પામશે;
એ ક્યામતે થાવ જ જે થનારૂં,
અલ્લાહ સૌને નિજ હક્ક બાંટશે.

૬

અહીં પરંતુ નગ નાગનો જે
છે ચાલ તે અસ્લ જ પાળવો ઘટે;
જો નીવડે મર્દ જ શેર જંગે
તો શેર—દોરો કર બાંધવો ઘટે.

૭

તો ઊચરો શેર દલેર મ્હારા,
આ શત્રુ આ કાફિર શેર કે નહીં?
જે ચાલ ઈસ્કન્દરથી ય જૂનો
આજે જ શૂં આપણ તોડવો સહી?"

૮

ગઢીતણા રક્ષક બોલી ઊઠ્યા,
"આ આપણા બાવીશ શેરને ઘટે
તે હક્ક આ કાફિરનો ય ચોકખો,
જંગે દલેરી નવ એમની હઠે."

૯

એ સાત એ બાવીશ શેર–દોરા
બાંધી દીધા ત્યાં કર એકએકને;
ગઢીધણી કેરૂં લલાટ તો યે
વિચારરેખાથી વિમુક્ત ના બને.

૧૦

વદે ફરી એ, "સુણજો ત્હમે સૌ,
હજી મ્હને ગૂંચ, ત્હમે ઉકેલજો;
આ કાફિરો બેશક, તોય એમાં
ન ખાન, ના નાયક મીરઝાદ કો.

૧૧

ન એ ચઢયા દીનજહાદજંગે,
આ નાગ પ્હાડે ઝરનૂં ય નામ ના;
જે જે વડે મર્દ ચ્હડે જ પાનો
આ સાતને તે કશા ઝાંઝ ધૂન ના.

૧૨

તો યે જુઓ છો ભડ શા હઠીલા
ચઢી ગયા પર્વત આ લગોલગ!
'ધસો!' થયો એ સરદાર હુકમ,
ધસ્યા ધસ્યા આ ધ્રુજવ્યો બધો નગ!

૧૩

ન ત્રાડ ના શોરબકોર લેશ,
ઘા આપણા યે નવ લેખવ્યા જરા;
સામા કર્યા બેવડત્રેવડા ઘા,
સાતે પડ્યા બાવીશને કરી પૂરા.

૧૪

'બ્હાદૂર ક્હો કોણ ચડે બધાથી?'
'મેહ્રાબ ખાં!' સૌ વદશો જવાબમાં;
સો વર્ષથી એ નિજ કબ્ર સૂતો,
લડે બધા જંગ ફરી ખ્વાબમાં.

૧૫

મેહ્રાબ ખાંને જિવતો જ માનો
—એ શૂં ધસી આમ શક્યો હતે લડી ?"
"રે એહણે તો સર માટ જૂઠા
સોગંદથી પાક કરી'તી જીભડી !"

૧૬

"તો શેર મ્હારા, શક કૈં રહે ના;
ના એક દોરો બસ હોય આમનેઃ
બીજે કરે યે ભડ શેર—દોરા
બાંધી દિયો ઇજ્જત ખાસ એમને !"

. . . . . .

૧૭

વર્ષા પછી એ ત્રણ રોજ જેવા,
એ ધાર, એ ટોચ, અતુલ્ય ગઢી અઘોરે,
બીજે ધસારે સર થૈ ગયાં, ને
સાતે મળ્યાં ત્યાં શબ મંડિત જોડ દોરે.

('કુમાર')

૩

## ગાંડી ગુજરાતને બોધસપ્તક

[એક ગુજરાતી દાતાએ એક જણને એક સંસ્થા માટે પંદર વીશ લાખ આપેલા તે ઉપરથી]

સોરઠા

ગાંડી ઓ ગુજરાત, ઉદાર પાડોશી ભણીઃ
પય તુજ ચૂસી માત, પાડોશી ગરવા બને.
પય ચૂસી તુજ માત, પાડોશી ફૂલ્યા ફરેઃ
હણે પાટુ, ગુજરાત, જો વળિ એ તુજ બાળને. ૧

"માગણ ખાલી હાથ, મુજ ઓટેથિ શૂં ઉતરે?"
ના, ના, વ્હાલી માત, ટકો ટેક તુજ સર્વદા.
પણ માગણ તુજ બાળ, એ જ કારણે પામતો:
બે મૂઠી કંગાલ:—એ મા તારૂં શાણપણ! ૨

બાળ અમો કંગાલ, શું તેથી શરમાય તૂં?
તો વિચાર અમ હાલ, કેરાં કારણ, માવડી.
ત્હારાં થાન વિશાળ, તેનો તૂં, ઓ ઘેલડી,
ધવરાવી દે માલ, રાખી અમને સાંસતા. ૩

નથી અમો કંગાલ, અમો ય ગરવા ભારખમ,
જો તૂં અમને આલ, હક જોગું પય માવડી.
વળી એક સુણ વાત, માગણ જીભ મિઠી ઘણી,
માગણ જાદૂ, માત, ભલભલાને ભૂલવે. ૪

અમો ભલે કંગાલ, જાદૂ અમને છે હરામ!
અમો ભલે બેહાલ, મધુ અમ જીભે છે નહીં.
વળી નહીં આ હાથ, ધરિયે પર આગળ કદી:
ટેકીલી ઓ માત, અમો ય ટેઢા તાહરા. ૫

ગાંડી ઓ ગુજરાત, વરત સમય, જણ પરખ તૂં,
હક જોગું પય, માત, દે અમને, તુજ બાળ છૌં.
સુણજે સાચી વાત, અમ ધાવ્યે વધશે સદા:
ખૂટે, તે તો, માત, પાડોશી ધવરાવતાં. ૬

ખૂટે, તે તો, માત, માગણ જ્યાંથી ચૂરમાં,
બાળક ઘંટી ચાટ, પામે તે ઘર, ઘેલડી.
બાળ તણી લે ભાળ, એ જ એક કથવૂં ત્હને,
ભલે પછી કર ન્યાલ, પરને, ઉદાર માવડી. ૭

(મુંબઇ સમાચાર)

## હરિલાલ ધ્રુવ

### ડિફેન્સ્ લાઇટ

ઇંદ્રવજ્રા

મોજાં વિકાસી મુખ શાં તડે છે!
ચોપાસ શી પંક્તિ તમિસ્રની છે!
તોયે ન કમ્પે ખડકે પનોતી,
ના ઝંખવાયે શુચિ સ્નેહ જ્યોતિ! ૧

છો ફૂંફવે ફીણ ફુંદોટવાળાં—
છો ઘૂઘવે ગર્જન ઘોરવાળાં—
રે'શે પખાળી ચરણો પડી એ;
પાયે ઊંડે છે ફૂડલે જડી જો!!! ૨

આકાશ પાતાળ કરંતું એક,
તોફાન વંટોળ નડે ન લેશ,
અંધારી ના વાદળી, વીજળી ના—
બાધે! ઝગે છે કળી ઊજળી આ! ૩

મન્દાકિનીનાં કુમુદો વિલાયે—
આકાશના તારલિયા મિચાયે—
ને ચન્દ્રિકાની ઝરણી ભલે ના!
તો યે ખીલે જાગૃત શી ઝલે આ! ૪

આશા ભલે શૂન્ય અગમ્ય થઓ!
ના પાર આ સિન્ધુ તણો જણાઓ—
વાઓ ભલે! વ્હેણ પ્રભંજનોનાં,
સોહામણી એ રમણી હસે ત્હાં!!! ૫

## પ્રભુમય જીવન

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં.
મુજ દેહ વિશે, વળી આત્મ વિશે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે. ૧

મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે,
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે;
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિશે. ૨

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં;
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું. ૩

ધરીને ઉરમાં રસની પ્રતિમા--
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા—
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસાર જ ચિત્ર પછી ચીતરે; ૪

જયમ ચિત્રક એ મન-મૂર્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે. ૫

પ્રભુ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી તન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રે',
તુજ ઉજ્જ્વલ રૂપની ઝાંખી દિયે. ૬

## કલાપી

### ૧

### કુદરત અને મનુષ્ય

પહોંચે ના કર્ણે કલકલ ધ્વનિ આ જગતના,
વહે ધીમાં ધીમાં ખળખળ અહીં શાન્ત ઝરણાં;
પડે ધોધો ગાજી મધુર જયમ માતંગ ગરજે,
રૂડાં બચ્ચાં ન્હાનાં ચપલ હરિણોનાં કૂદી રહે! ૧

સૂતો છું આ કુંજે, શરીર મનમાં શાન્તિ પિગળે,
હજારો મીઠા મિશ્રિત સ્વર ભરે છે મગજને;
વિચારો આનન્દી મુજ દિલ કરે છે દુઃખભર્યું!
અહો! મારૂં હૈયું સુખમય દુઃખોથી ઉભરતું! ૨

અને આ આત્માને કુદરત ગ્રહી લે નિજ કરે,
ઉડાડી દે ઊંચો, પકડી વળી ચાંપે નિજ દિલે;
મૂકે તેને પાછો હસી મૃદુલ શેવાલ પર ને,
પછી પંપાળે છે ફરી ફરી દઇ ચુમ્બન મુખે! ૩

અરે! એ માતા છે ભગિની મુજ કે શાન્તિ સુખ છે,
નવા કાર્યો પ્રેરી મુજ હૃદયમાં અગ્નિ છુપવે!
નિહાળી વિચારી મુજ દિલ બની કાષ્ટ સળગે,
અહીં આ જે રીતિ જન પ્રતિ ચલાવે જન, અરે! ૪

નીલી કુંજોમાં છે સુમન મકરન્દે ભભકતાં,
નીચે ઊંચે ઉડે ફુદડી નવરંગી રમતમાં;
અને હું ધારૂં છું પ્રતિ ફૂલ રૂપાળું હસમુખું—
બને છે ભોગી આ અનિલલહરીસ્પર્શસુખનું! ૫

અહો! પક્ષી–એ તો કૂદી કૂદી રમે છે મુજ કને,
વિચારો તેઓના સમજી શકતો હું ન જરીએ;
અહા! કિન્તુ તેની અતિ ચપલ સૌ અલ્પ ગતિએ—
મને તો ભાસે છે પુલકિત થયો હર્ષ ચમકે! ૬

પ્રશાખા ગુલ્મોની વ્યજન નિજ વિસ્તીર્ણ કરતી,
ભરી લેવા હૈયું દિનકર તણાં આ કિરણથી;
નકી હું માનું છું, તરુ ફૂલ બધાં હર્ષમય છે,
ડૂબેલાં સર્વે છે પ્રણયમધુના મિષ્ટ ઝરણે! ૭

અરે! આ શ્રદ્ધા જો કુદરત–પ્રભુ–પાથરી રહે,
અને યોજી દે છે વિભુપતિજ આ ધર્મ સહુને;
નહીં કાં રોઊં તો રુધિર દિલનું હું નિરખીને—
અહીં આ જે રીતિ જન પ્રતિ ચલાવે જન, અરે! ૮

નદી જો રોશે તો રૂદન કરશે પ્હાડપથરા,
અને ઝીણું ઝીણું રૂદન કરશે પક્ષી સઘળાં;
વનોના આગારો–તરૂ સહુ બિચારાં ટપકશે,
ઝરાનાં હૈયાં તો છણુ છણુ તપીને ઉકળશે! ૯

અને આંસુ લ્હોતો પવન નદિનો મિત્ર બનશે,
નભે ઝૂમેલાં તે ઘનદલ તણાં અશ્રુ ખરશે!
કૃતિ આવી મીઠી કુદરત તણો જે ક્રમ કહે,
જનોમાં એ ના ના! જડ સમ નહીં શું જન અરે? ૧૦

કહું શાને હાવાં ઉદધિ જડ ને આ જડ નદી?
ગણું તિર્યંચોને હૃદયહીણ હું તો કયમ કદી?
ખરે! હું જાણું છું જગત સહુ ચૈતન્યમય છે,
નહીં તો ક્યાંથી આ પ્રણય, કરૂણા ને રતિ, અરે! ૧૧

ભલે કાલિદાસે નિજ દિલ કહ્યું વાદળી કને,
પ્રિયાનો સન્દેશો ઘન સહ દીધો તે પણ ભલે;
નકી માન્યું છે આ મુજ દિલ અને એ કવિદિલે,
પહોંચાડયું મેઘે કવિરૂદન તેની રમણીને! ૧૨

કવિ આ ભોળો તો કુદરત તણો બાન્ધવ હતો,
જનો તે શું જાણે? જન પર રહ્યો સ્વાર્થ લપટયો;
વિના અશ્રુ જોશે જનદુઃખ જનો જ્યાં સુધી, અરે!
કવિતાના ભોક્તા સુખમય રસીલા નહિ બને! ૧૩

નવા રંગો ધારી સુરધનુ અહીં આજ વિરમે,
જનોથી મારે શું? કુદરત મહીં આ દિલ રમે;
રૂડી સંધ્યા રેલી સરિત સર ને પ્હાડ પર છે,
ધનુ સંકેલાયું, હિમકર તણું શૃંગ ચળકે! ૧૪

ગ્રહો તારા સાથે ધવલ નભગંગા ખળભળે,
રૂડાં પીળાં પીછાં શશી પર ધરે વાદળી હવે;
ધકેલી તેને આ અનિલ લઈ ચાલ્યો રમતમાં,
અને પેલી ચન્દા થરથર રહી ધ્રૂજી જલમાં! ૧૫

અહા! કેવા પન્થે કુદરત કરે છે ગતિ, અને—
અરે! કેવા પન્થે કુદરત તણાં બાળક ભમે!
વિચારી વિચારી મમ દિલ બને ભસ્મ સળગી,
અરેરે! જે રીતિ જન પ્રતિ ચલાવે જન અહીં! ૧૬

(કેકારવ)

## ૨

## ત્યાગ

હું જાઉં છું ! હું જાઉં છું ! ત્યાં આવશો કોઈ નહીં !
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં ! ૧

ના આંસુથી, ના ઝુલ્મથી, ના વસ્લથી, ના બન્ધથી,
દિલ જે ઉઠ્યું રોકાય ના ! એ વાત છોડો કેદની ! ૨

સૌ ખુશ રહો જેમાં ખુશી ! હું જ્યાં ખુશી તેવું કરૂં !
' શું એ હતું ? શું આ થયું ?' એ પૂછશો કોઇ નહીં ! ૩

કૈં છે ખુશી ! કૈં છે નહીં ! દિલ જાણતું જે છે તે છે !
જ્યાં જ્યાં ઠરી દિલની ખુશી ત્યાં ત્યાં ખુશી દિલ છે નકી ! ૪

પેદા કર્યો' તો ઇશ્ક ત્યાં ના કોઈને પૂછ્યું હતું !
એ ભૂંસવા જો છે ખુશી તો પૂછવું એ કૈં નથી ! ૫

છે ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે જે ના દીઠું,
કિસ્મત બતાવે ખેલ તે આનન્દથી જોવા સહી ! ૬

આ ચશ્મ બુરજે છે ચડ્યું આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં ! ૭

મારી કબર બાંધી અહીં ત્યાં કોઈને સૂવાડજો !
હું જ્યાં દટાઉં ત્યાં ફુલોને વેરશો કોઇ નહીં ! ૮

છે શું ફુલો, શું ઇશ્કને શું સૌ તમે જાનારને ?
આ માછલું દરિયા તણું તે ઉર્મિઓ ગણતું નહીં ! ૯

મુજ ઉર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઉર્મિ છે!
જે હિકમતે આ છે બન્યું તે જાણશો કોઈ નહીં ! ૧૦

શું પૂછવું ! શું બોલવું ! ખુશ છો અને રહેજો ખુશી !
વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઇ નહીં ! ૧૧

## ૩

## મહાત્મા મૂળદાસ

તારાનાં ઝુમખાં વતી રજનીનો અન્ધાર દેખાય છે,
શાન્તિ છે સહુ સ્થાનમાં પણ અહીં કુવા કને કોણ છે?
ઓહો! કોણ હશે અહીં વન મહીં નિશ્વાસ આ મૂકતું,
જેના શબ્દથી વૃક્ષથી ઘૂવડ આ ઘૂઘૂ કરી ઉડતું? ૧

સ્ત્રી છે તે દુઃખિયારી કો જીવવું ગમતું નથી!
આવી છે આ કુવા માંહીં પડીને દેહ પાડવા! ૨

બોલી ન કાંઈ પણ ઉભી નવાણુ પાસે,
કુવા મહીં નઝર એ સુખથી કરે છે;
સૌન્દર્ય કૈં મરણના મુખમાં હશે શું?
હા? કાંઇ એ તડફશે મરતાં નહીં શું? ૩

દ્રઢ સંકલ્પથી ના શું હૈયું હામ ધરી શકે?
અંધારામાં બ્હીનારૂં તે કુવામાં સુખથી પડે! ૪

"હાં હાં!" થયો પણ ધ્વનિ કંઈ પાસ તેની,
ને હસ્ત કો પુરુષના કરથી ઝલાયો;
એ બાઇ બોલી, "નવ કૈં તુજને નડું હું,
"માલેક છું મુજ શરીરની! ભાઇ! જા તું! ૫

કૂવાથી દૂર ખેંચીને બાઈને પુરુષે કહ્યું,
"સાંભળી લે જરા! બાઈ! ફાવે તે કર તું પછી! ૬

"માલેકી તુજ ઝિન્દગી તણી અરે! તું એકની હોય ના,
"ભાગી કૈક હશે, અને નહિ હશે તોયે થયું શું ભલા?
"જેનું કોઇ નહીં અરે! જગત આ આખુંય તેનું નકી,
"ને જેનું જગ તે જરૂર જગનું, પોતાનું કોઇ નહીં." ૭

નમી તે બાઇ પિછાની બાવા એ મૂળદાસને,
આંખમાં અશ્રુ આવ્યાં, ને બોલી ધીમે ઉભી થઇ. ૮

" જીવિત આ થયું છે મને કટુ !
" મરણની ન કાં ઔષધિ લઉં ?
" ન મુજ વિશ્વ ને વિશ્વની ન હું,
" દિલ ન મૃત્યુથી આ નિવારવું ! " ૯

કહે બાવો, " અરે ! કાંઇ વાત તો દુ:ખની હશે !
જડે ન માર્ગ કાંઇ તો કોઇને પૂછવું ઘટે. " ૧૦

" શું બોલું હું ? નથી કંઈ રહ્યો સાર એ વાત માંહીં,
" હું જીવું તો મુજ પ્રિય મરે એજ છે વાત મારી !
" શાને રોકો ? વખત વહતો ! ઠેરશે ના જનારૂં !
" શું બોલું રે ? કહીશ કદિ ના પાપ વ્હાલા તણું હું." ૧૧

" પાપીને પાપ કીધાથી પાપમાં વધુ નાખ તું,
" કહે સાચું અરે બાઇ ! મરવા તો નહીં દઉં. " ૧૨

" હું તો છું વિધવા અને કુલ વળી છે નીચ મ્હારૂં, પિતા !
" રે રે ! એક વણિક જોઇ મુજને કૈં મોહ માંહી પડ્યો !
" સાથે કૈંક દિનો ગયા, જગત કૈં તે જાણતું ના હતું,
" કિન્તુ પાપ તણો ભરાઇ ફૂટતો, બાપુ ! ઘડો આખરે. ૧૩

" ગર્ભવતી થતાં હું તે પાડોશી સમજી ગયાં,
" ન્યાયને બારણે તેથી મારે તો ચઢવું પડ્યું. ૧૪

" કાલે થશે જરૂર રે ! ઇનસાફ તેનો,
" ને નામ એ વણિકનું કયમ દેઉં હું તો ?
" એ બોલતાં જરૂર એ નવ જીવ રાખે,
" એનું થતું મરણ હું કયમ જોઉં આંખે ? ૧૫

“ ગર્ભનું બાલ આ ને હું તેથી, બાપુ ! મરી જશું;
“ જીવવાને કહેશો ના ! શું છે ના મરવું ભલું ? ” ૧૬

વિચારી મુળદાસ આમ વદતો ધીમે દયાથી ગળી,
“ ના ના બાઈ મરીશ ના, જીવિતનો છે માર્ગ ખુલ્લો અહીં;
“ જે દીવો નવ ઓલવાય કદિ તે ફૂંકે ન બૂઝાવવો,
“ લેજે તું મુજ નામ ને થઇશ હું સુખે પિતા બાલનો.” ૧૮

“ અરેરે ! કેમ એ થાશે ? તમારૂં નામ શે લઉં ?
“ કેમ હું કૂડનો ડાઘો તમારી કીર્તિને દઉં ? ” ૧૯

“ કીર્તિને સુખ માનનાર સુખથી કીર્તિ ભલે મેળવો,
“ કીર્તિમાં મુજને ન કાંઈ સુખ છે, ના લોભ કીર્તિ તણો;
“ પોલું છે જગને નકી જગતની પોલી જ કીર્તિ દીસે,
“ પોલું આ જગ શું થતાં જગતની કીર્તિ સહેજે મળે. ૨૦

“ એ પોલાણ ત્યજી જનાર કદિ એ કીર્તિ ન પામી શકે,
“ લોકોની અપકીર્તિમાં હૃદયની સાચી જ કીર્તિ વસે;
“ એવી કીર્તિ તણું મહત્વ કદિ એ લોકો ન જોઇ શકે,
“ દેખે નેત્ર ભલે પરન્તુ ગ્રહણે ના સૂર્ય ઝાંખો પડે. ૨૧
“ તુચ્છ એ કીર્તિને માટે ના ના ખૂન થવા દઉં,
“ સહેશે સુખથી ડાઘો નામ આ મૂળદાસનું. ” ૨૨

તે બાઈના હૃદયનાં પડ ઉઘડયાં સૌ,
આભારની છલકમાં દિલ ભાન ભૂલ્યું;
જોઇ શકી ઝળક સૂર્યની ડાઘ માંહીં.
કેં પામતાં મહત એ દિલની પ્રસાદી. ૨૩

થયાં એ બેય જૂદાં ને ઇનસાફ થઇ ગયો,
મહાત્મા જૂઠ બોલ્યો, ને સ્ત્રી સાથે વનમાં રહ્યો. ૨૪

હાહાકાર થઈ રહ્યો દિવસ તે આખો બધે ગામમાં,
ઘેરેઘેર થતી હતી મશકરી ને વાત બાવા તણી;
તેને જે પૂજતાં હતાં જન સહુ ધિક્કાર તે આપતાં,
ભિક્ષાએ નવ માગતાં મળતી ને ભૂખે દિનો કૈં જતા. ૨૫

ભાઇ અને બ્હેન જેવાં એ બાવો ને બાઇ એક દી,
મઠમાં એજ બીનાની વાત કંઇ કરતાં હતાં. ૨૬

કોઈ તે સુણતું 'તું, ને હર્ષાશ્ચર્ય વિષે પડયું;
ને એ બોલી ગયું, ધીમે, "સત્યનો બેલી છે પ્રભુ." ૨૭

ચણભણ પછી ચાલી વાત કૈં ગામ માંહીં;
જનહૃદય પડયાં સૌ કાંઈ શંકા મહીં, ને
જનપદ ફરી લાગ્યા આવવા તે જગાએ,
ભજન પણ ગવાતાં રાત્રિએ ત્યાં ફરીને. ૨૮

અન્ધારે સત્ય ડૂબ્યું તે આવતું તરી આખરે,
પરન્તુ કાંઈએ તેની ચિન્તા ના મૂળદાસને. ૨૯

(કેકારવ)

## ૪
## વૃદ્ધ ટેલિયો

પડી'તી ડાંગ લાંબી ત્યાં ડોસાના પગ આગળે;
બેઠો તો માર્ગની પાસે શિલા એક પરે નમી. ૧

કનેના એક ખંડેરે દૃષ્ટિ સ્નિગ્ધ હતી ઢળી;
શ્વેત એ પાંપણો નીચે છૂપાં અશ્રુ ભર્યાં હતાં. ૨

જરા ધ્રુજે જે નમી શીર્ષ નીચે,
કપાસના પોલ સમું દિસે તે;
દુઃખે દિસે છે જરી ઓષ્ઠ દાબ્યા,
દુઃખોની રેષામય ગાલ ભાસે. ૩

ચિતાની અગ્નિજ્વલામાં દીધો છે પગ એક, ને
બીજો તે જો ઉપાડે તો અન્ત ત્યાં સહુ કષ્ટનો. ૪

હું ત્યાં ગયો હૃદય ખેદિત કાંઇ થાતાં,
અશ્રુ દુઃખી નિરખતાં હૃદયે ભરાયાં;
તે જોઇને દુઃખી ન રાક્ષસ કોણ થાય?
અશ્રુ વહે જનઉરે જન જોઇ દર્દી. ૫

પૂછ્યું, "ભાઈ! કહાંનો તું? કહીં ને કેમ જાય છે?
"ઘટેના આપવો આવો શ્રમ આ પદને હવે." ૬

વિચારોથી જાગી મુજ તરફ જોયું જરી હસી,
અહો! કેવું મીઠું હૃદય દુખિયાં એ હસી શકે!
પરન્તુ એ હાસ્યે મમ હૃદયને તો દુઃખ દીધું!
મને તો રે! લાગ્યું સ્મિત નહિ પરંતુ રુદન એ! ૭

અને એવું એવું રુદન સરખું હાસ્ય કરતી,
બધાં વૃક્ષોમાં એ રુદન સરખું હાસ્ય ભરતી,
ગઈ વ્હેતી ધીમે અનિલલહરી કો સુસવતીઃ
અને ડોસો તેને શ્રવણ દઇ જાણે નિરખતો! ૮

બોલ્યો ધીમે, "અરે બાપુ! દુઃખીનાં દુઃખ કાં પૂછો?
"ન જાણે તે ન જાણે છે વાતોથી દુઃખીનાં દુઃખો." ૯

તહીં હું તો બેઠો દુઃખી દિલ તણી વાત સુણવા,
કહ્યું, "બોલો! બોલો તમ હૃદયની વાત સઘળી;
"દયા જો કે છેદી દુઃખી દીલ તણાં ના દુઃખ શકે,
"નકી પંપાળીને જિગર હલકાં તો કરી શકે." ૧૦

ગાલે કરચલી કમ્પી ને જોઇ મુજ મ્હોં રહ્યો;
હું તેના વૃદ્ધ હૈયાના રક્તને સુણતો હતો. ૧૧

ટહૂાર એ થઇ પછી ક્ષણ એક વીત્યે,
તે ડાંગને પગથી રેડવી આમ બોલ્યો:—
"રે બાપુ! તું જરૂર સાંભળશે દુઃખો શું?
"શું વૃદ્ધ આ હૃદયને નિરખી શકીશ? ૧૨

"થોડાં વર્ષો પર બહુ હશે કાળચક્રો ફર્યાં ના,
"તાજી આશા તુજ હૃદયની, રક્ત તાજું હજુ આ;
"હું તો ભાઈ! મરણ પર છું આંખ રાખી રહેલો,
"મારા મ્હોંની કરચલી બધી જીર્ણ વાતો ગણે કૈં. ૧૩

"જૂની વાતો, મગજ ઘરડું, હોય શું સ્વાદ તેમાં?
"મૃત્યુ જેવું નીરસ સઘળું લાગશે, ભાઈ! એ તો!
"તારી દૃષ્ટિ ઝળહળ થતા ભાવિમાં બાપુ! ચોંટી,
"મારી દૃષ્ટિ ગત સમયના ગાઢ કિલ્લા ઉખેળે. ૧૪

"બહુ વેળા દુઃખો રહેતાં ફાટી આ દિલ છે ગયું;
"ભલે ત્હોયે પડો ગાઢાં ઉખેળું તુજ પાસ હું." ૧૫

છૂટા ન શબ્દો પણ એ થતા 'તા,
ખંડેરમાં એ નયનો ફરે હજુ;
મારીય ત્યાં દૃષ્ટિ જરાક સ્તંભી,
એ સ્થાન કૈં ગંભીર ભાસતું હતું. ૧૬

તૂટેલ જૂના ગૃહની નિશાની,
ગાઢાં તરૂ, નાજુક એક વ્હેળું;
ભાસ્યું મને સ્થાનક ભૂતનું એ,
કે છૂપવા ઠોઠ નિશાળિયાનું. ૧૭

ટહૂાર કિન્તુ થઈ એ ક્ષણમાં ફરીથી
નિઃશ્વાસ એક લઈ દીર્ઘ મને કહ્યું આઃ—

"રે મ્હેરબાન ! નકી મૃત્યુ ભલાનું વ્હેલું;
"ને શુષ્કને સળગવા બહુ કાળ લાંબો ! ૧૮

"આ નેત્ર કૈં નિરખતાં અહીં આસપાસ,
"જેનું કશું નયન જોઇ શકે ન તારાં;
"આ સ્થાનમાં સમયના પલટા કંઇ છે,
"રે ! સ્થૂલ ભૂમિ પણુ કૈં પલટા સહેતી ! ૧૯

"રે ભાઇ ! આખર બધાંય મરી જવાનાં,
"લેતું ન મૃત્યુ વળી આપણુ એકલાને !
"જે જે પદાર્થ પર પ્રેમ જનો કરે છે,
"તે તે પદાર્થ પણુ તે જન સાથ જાતા ! ૨૦

"તે વ્હાલની અગર ચીજ ફરી જતી સૌ,
"વીતેલની પ્રીતિ તણું ફરતું બધું એ;
"હા ! તુર્ત સુન્દર સહુય કુરૂપ થાતું !
"વીતેલની રહી શકે ન નિશાની એ કો ! ૨૧

"'**બાલાં**' કરી મુજ હતી ભગિની સમી કો,
"તેનું જ આ ગૃહ, અહો ! મુજ આશરો કો;
"મારોજ નાઃ પણુ ગરીબ સહુયનો આ
"તૂટી પડયો કંઇક વર્ષથી આશરો છે. ૨૨

"એ બ્હેન ! બ્હેન હતી ના મુજને જહાંમાં,
"એ બ્હેન કિન્તુ મુજને પ્રભુએ ધરી'તી;
"મારા પડોશ મહીં પુષ્પ હતું ખીલ્યું એ,
"પંપાળવા હૃદયને જ હતું ઉગેલું. ૨૩

"એનું હશે મુખ નહીં બહુ બોલ બોલ્યું,
"થોડા જ શબ્દ, પણુ બિન્દુ બધાં સુધાનાં;

"એ શાન્ત આર્ય ભગિની સરખી નીગાહે
"કોને કર્યું નવ હશે ઉપકાર ગાતું! ૨૪

"મારા પછી જગતમાં જનમી હતી એ,
"પાછી જતાં મગર પ્હેલ કરી જ ચાલી;
"મારે ગૃહે બચપણે રમનાર બ્હેની
"આંહીં હતી, તહીંય બાલક એ હજુ છે. ૨૫

"મારે ગૃહે! સમય એ પણ યાદ આવે!
"બાલાં તણું પ્રિય હતું મુજ ઝૂંપડું એ;
"એનું અને મુજ હતું ગૃહ સાંકળેલું
"કો પ્રેમથી વળી સમાન અનુભવોથી. ૨૬

"માતા મને ત્યજી ગઈ મુજ જન્મ થાતાં,
"એ દૂધ વત્સલ ન પામી શકેલ હું છું;
"બોજો પડ્યો મુજ પિતાશિર એ વહીને
"થાકી ગયેલ ઉર મૃત્યુ મહીં વિરામ્યું. ૨૭

"બાલાં તણા વડીલ બન્ધુ સહે રહ્યો હું,
"એનાંય માત વળી તાત રહ્યાં હતાં ના;
"કેવાં હતાં હૃદય એ કુમળાં બનેલાં'
' કેવાં સદા મધુર સ્વપ્ન મહીં રહેલાં! ૨૮

"'જે સર્વને જગતમાં નવ તે મને છે!
"'જે ના મને વળી તનેય રહ્યું નહીં એ!'
"એવી જ નિત્ય કંઇ વાત અમે કરીને
"ના જાણતાં હૃદયમાં ગળતું હતું શું! ૨૯

"'જે અન્યને જગતમાં, નવ તે મને છે,'
"એ લાગણી ઉપર વિશ્વ બધું ફરે આ;

" એ લાગણી નરકસ્વર્ગ તણી જનેતા;
" ને એ વતી જ અમ ઉર ઢળ્યાં પ્રભુમાં. ૩૦

" પછી તો ભાઇની સાથે કાપવા કાષ્ટ હું જતો,
" ઉપયોગી થયો માની ઉપાધિ કરતો હતો. ૩૧

" વસન્તના એક દિને રૂપાળે
" પ્રભાતકાળે વનમાં હતો હું;
" ભલો અમારો નૃપ અશ્વ માથે
" કને જ દીઠો ફરતો તહીં મેં. ૩૨

" મને જોઇ ઉભો રાજા, દયાથી મુજને કહ્યું:—
" ' સુખી છે કે ? ગુજારો તું કરે છે તુજ શી રીતે ' ? ૩૩

" કહી સહુ મેં મુજ વાત તેને,
" જરા વિચારી નૃપ આમ બોલ્યો:—
" ' મહેલમાં આજ જ આવજે તું,
" દઈશ હું નોકરી બાગમાં ત્યાં ' ૩૪

" ગયો બ્હેન કને દોડી, કહી વાત કૂદી કૂદી;
" ભાઇની લઇને આજ્ઞા જોડાયો મુજ બાગથી. ૩૫

" તહીં બગીચે નૃપ આવતો સદા,
" મને હસીને કંઇ પૂછતો સદા;
" ભણાવતો ગમ્મતમાં મને કંઇ,
" અને પછી પુસ્તક કાંઇ આપતો. ૩૬

" સોંપેલ તે મુજ તરૂ જલ પાઇ પોષી,
" ચિત્રો નિહાળી મમ પુસ્તક વાંચતો હું;
" ને ખેલતો ભ્રમરથી ફુલડાં ઉછાળી,
" રે! એમ કૈંક દિવસો સુખના ગયા ત્યાં. ૩૭

અરે! જે છાયામાં કમનશીબ પક્ષી જઇ વસે,
તરૂ એ તે સૂકે, ગહન ગતિ એવી હરિ તણી!
કેડી જાતાં છાયા ગરીબ કંઇ પંખી રડવડે,
અહીં સંસારે એ બહુ વખત કૈં માલુમ પડે! ૩૮

ાઇ સ્વર્ગે ભલી રાણી અમ્બાનો અવતાર એ;
પ્રેયાની પાછળે ઓહો! ઝૂરી ઝૂરી ગયો નૃપે. ૩૯

માવા ધાતાં તરૂ સહુ મને, ચેન ના ક્યાંય થાતું,
તો ન્હાસી સમય મળતાં બ્હેનની પાસ જાતો;
રે! મ્હારા નવીન નૃપની ક્રૂર છાતી હતી કૈં,
ા બીજાંના સુખ દુઃખ તણું ભાન તેને હતું કૈં. ૪૦

ેટને કાજ હું તો ત્યાં ગુજારો કરતો હતો,
અરેરે! બન્ધુ એ ત્યાં તો ઓચિન્તો ગુજરી ગયો. ૪૧

મે આત્માને પ્રભુ સુખ સદા આપજો સ્વર્ગ માંહી
ે માટે કૈં રૂદન કરવું યોગ્ય ના ભાઇ! હાવાં;
કેન્તુ પેલું વદન કુમળું આંખની પાસ આવે,
મા ડોસાનાં બહુય વખતે આંસુડાં ખેરવે છે. ૪૨

નું ફૂણું રમત કરતાં જોઇ રહેતું નભે તે!
ોહો! પેલું ગગન જહીંથી ભાવી સર્વે ઘડાતાં!
તણે પૂછે નયન મુજને, 'ભાઇ! તે ત્યાં હશે શું!'
ીકી દૃષ્ટિ જલભર સદા વિસરે કેમ એ તો? ૪૩

ડોયે તેનું વદન હસતું કોઈ દહાડે હવે તો!
તણે કોઇ ચમન રચતું હાસ્ય એ હોય ના શું!
તણે આંહીં પ્રણય સહ કો શાન્તિ ફેલાવવાને
ા હૈયામાં પ્રભુકર વતી પૂતળી કો ઘડાતી! ૪૪

"એ હૈયું તો કુદરત તણા નાદનો દિવ્ય તાર!
"કેવું મીઠું રસમય અને આર્દ્ર કેવું સુરીલું!
"હું તો રેરે! બહુય વખતે માનતો ને કહેતો,
"'તું નિર્માઇ જરૂર સુખડાં અર્પવા પામવાને'! ૪૫

"પછી તો એક વર્ષોમાં લગ્ન બ્હેન તણાં થયાં;
"સુખી છે એ. સદા એવું સાંભળી સુખી હું હતો. ૪૬

"તોયે બ્હેન સિધાવી તે દિવસથી ના અન્ન ભાવ્યું મને,
"આ સંસાર તણી દિશાય સઘળી જાણે મને ઘૂરકે;
"માતા તાત તણાં ખરાં મરણ એ તે દી ફરીથી થયાં,
"મોજાં અશ્રુ તણા કટુ ઉદધિનાં તે વખ્તથી છે દળ્યાં. ૪૭

"અરેરે! હર્ષની લ્હેરી સંકોચાતી વહે નકી!
"અરેરે! કષ્ટની રેલો વધે છે કાલ આજથી! ૪૮

"હતો પડ્યો હું દિન એક દર્દમાં,
"તહીં અમારો નૃપ આવીને ઉભો;
"પ્રણામ દેવા નવ ભાન કૈં હતું,
"ઉભો રહ્યો એ, સૂઇ તો રહ્યો જ હું. ૪૯

"મારી લાતો મને બોલ્યો, ચાલ્યો જા શઠ બ્હાર તું;'
"આજીજી મેં કરી, કિન્તુ બ્હેરી સત્તા જ એ હતી! ૫૦

"હવે તો એ નૃપે આજે બિચારો પદભ્રષ્ટ છે;
"ભલો એ છે હવે તો એ કાલના ક્રમમાં પડી. ૫૧

"ગમે તે અલ્પની સામે ગમે તે દુષ્ટની ભણી,
"કૃતઘ્ની ને મહા પાપી તિરસ્કારની દૃષ્ટિ છે. ૫૨

"ગયો ગૃહે હું બની ભૂત જેવો,
"મને પડોશી સૌ પોષતાં'તાં;

"ગરીબ કિન્તુ સહુ બાપડાં એ,
"ગરીબને પોષી શકે કહીંથી? ૫૩

"હતી ન સત્તા હૃદયે શરીરે,
"ન કાર્ય હું કૈં કરતો હતો વા;
"અન્તે રડી એક દિને બહુએ,
"વેચી દીધું એ ગૃહ તાતનું મેં. ૫૪

"પુત્રીને ગૃહને નાણે જેવારો ન થયો કદી;
"પિતૃની ને પ્રભુની કૈં દૃષ્ટિ તીખી તહીં નકી. ૫૫

"અન્તે રહ્યું ન મુજ પાસ કશુંય ભાઈ,
"એ જન્મભૂમિ ત્યજવા દિન પાસ આવ્યો;
"મ્હોળું હતું જગત ત્યાં હક કૈં ન મારો,
"શ્રીમાન એ તમ સમા સમજી શકે ના. ૫૬

"રે! સાઠ વર્ષ દિન તે ઉપરે ફર્યાં છે,
"હું ટેલ તે દિવસથી દઈને ભમું છે;
"પ્હેલો જ આદર મળ્યો મુજ મ્હેનઘેરે,
રે ભાઇ! મ્હેન મુજ એજ બિચારી બાલાં. ૫૭

"સહેવાનું સહી નાખ્યું, બાકી આજ નહીં કશું;
"કપાતું આયુ કષ્ટોથી, મારૂં તો દીર્ઘ છે થયું. ૫૮

"હશે ભાઇ! હશે ભાઈ! દુ:ખી હું નવ લેશ છું;
"જીવતાં હું નથી થાકયો, મોતથીય નહીં ડરૂં." ૫૯

તહીં સુધી વાત કરી વિરામ્યો,
કિન્તુ હતું એ ઉર કાંઈ ભારે;
કહ્યું ફરી મેં, "હજુ કાંઈ પૂછું,
"એ મ્હેનનું આ ઘર કેમ આવું?" ૬૦

ડોસો જરા વ્હાલભર્યું હસીને
મારા ભણી શાન્ત નિહાળી રહેતાં;
બોલ્યો જરા એ ઠપકા સામું કૈં,
કેવું પરન્તુ મધુરૂં હતું એ! ૬૧

"જીજ્ઞાસા કાજ દર્દીની વાતો ના સુણવી ઘટે;
"ઇચ્છા એવી મરેલાંમાં રાખતાં ઠપકો ઘટે. ૬૨

"કોઇના એ દુખોમાં છે યોગ્ય ના સુખ પામવું;
"મરેલાં તો પ્રભુનાં છે તેનું માન જ રાખવું. ૬૩

"પરન્તુ આપણે સર્વે જાણતાંય નકી જ કે,
"દર્દીના દર્દની વાતે આપણું મિત્ર કો વસે. ૬૪

"દર્દથી જે મળે તે કૈં દર્દની વાતથી મળે,
"દર્દોની કો કથામાં તો દર્શનો પ્રભુનાં જડે. ૬૫

"દુનિયામાં સદા વીતે તેની આ મુજ વાત છે,
"કલા છે ના, નવું છે ના, રસીલુંય નહીં કશું. ૬૬

"સુણો, કહું ભાઈ હવે ન થોભું,
"અહીં હતું એ જ સુખી કુટુંબ;
"બાલાં તણા એ પતિ સાથ હું તો,
"થોડું રહ્યા કિન્તુ બનેલ મિત્ર. ૬૭

"ઉદ્યોગની એ પ્રતિમા હતો, ને
"રહેતો બધો દિવસ ખેતરોમાં;
"સંધ્યા થતાં ટેકરીએ ચઢી આ,
"ગમ્ભીર સૂર્યાસ્ત સદાય જોતો. ૬૮

"હતું સદા એ મુખ હાસ્ય માંહીં,
"પ્રભાતકાલે નિરખ્યા સમું એ;

"હતું ભરેલું ગૃહ અન્નથી આ
"ને વૃક્ષ આ દાડિમથી ઝૂકેલાં. ૬૯

"રહી થોડા દિનો ત્યાં હું યાત્રાએ ફરવા ગયોઃ
"બહુ ઘૂમી બહુ વર્ષો પાછો ત્યાં ન ફર્યો હતો. ૭૦

"દુકાળ મ્હોટો મરકી સહે ત્યાં,
"હતો પડેલો ત્રણ વર્ષ પૂરાં;
"છત્રીશ તેને વરસો થયાં છે,
"હશે તમોને સ્મરણે નહીં એ. ૭૧

"બધાં હતાં ખેતર છેક સૂકાં,
"કુવા મહીં એ જલ ના રહ્યું'તું;
"શ્હેરો બધાં તો શબના ઢગોથી,
"રોતાં હતાં દર્દ સ્મશાન જેવાં. ૭૨

"વળી ઉઠી કાબુલમાં લડાઇ,
"ગમ્યું પ્રભુને સઘળું હતું એ;
"શ્રીમાન કૈ યાચક થૈ ગયા, ને
"ભૂખે મરી કૈંક ગયાં ગરીબો. ૭૩

હું ઝૂંપડાં કૈંક ભમી ભમીને,
"પુરૂં કદી અન્ન ન પામતો તોઃ
"તૂટેલ વસ્ત્રોય હતાં ન ત્યારે,
"એ સખ્ત કાળે મરતાં બચ્યો છું. ૭૪

"હમેશના શોખ તણા પદાર્થો
"આલાં બધા દૂર કરી કરીને,
"આશા મહીં એ દિવસો ગણંતી;
"હર્ષે હતી આ ગૃહમાં રહેલી. ૭૫

" પરન્તુ તોફાન બીજે ઉન્હાળે,
" આવી પડ્યું બ્હેન પરે નવું કૈં;
" એનો પતિ સખ્ત જ્વરે ઝલાઇ,
" પડ્યો રહ્યો માસ કંઇ બિછાને. ૭૬

" ઉઠ્યો ફરીઃ માલુમ ત્યાં પડ્યું, કે
" હતું રહ્યું કૈં જ ગૃહે ન બાકીઃ
" તોફાન માટે ઘરડાં થતાં વા
" રાખ્યું હતું કોસિર કૈં કરી જે. ૭૭

" વળી વધ્યું બાળક એક ત્યારે
" કાંઈ વધારે તકલીફ દેવા;
" શ્રીમાનનાં ઇચ્છિત બાલકો તો
" ગરીબને દર્દ સમાં બને છે. ૭૮

" પંખી ચુગે ટેકરીઓ ભમીને
" દાણા પડ્યા જે વિખરાઇ આંહીં;
" તેવાં જ ટોળાં કણબી તણાં કૈં
" અહીં તહીં પેટ ભરી રહ્યાં'તાં. ૭૯

" પરંતુ જેનું ગૃહ પૂર્ણતામાં
" ભર્યું હતું આજ સુધી સદાએ,
" ના જ્યાં હતી ભાવિ તણીય ચિન્તા,
" અસહ્ય તેને પલટો થયો આ. ૮૦

" પટેલ દ્વારે ઉભી સુસ્ત આ તો
" આનન્દ દેનાર દુવાય ગાતો;
" જૂનો હવે હર્ષ ન કિન્તુ પામી
" ચાલ્યો જતો ખેતરમાં ભમન્તો. ૮૧

" ઊંડા કુવામાં નવ કોસ ખેડી
" ન્હાસી જતો ગામ મહીં કદી તો:
" ટૂંકા હતા જે દિવસો ઉન્હાળે
" બન્યા હતા દીર્ઘ હવે શિયાળે. ૮૨

" તેના હવે હર્ષ બધાય ડૂબી
" હૈયા મહીં ના રસ પૂરતા'તા;
" ટેવાયલું હર્ષ મહીં રહેવા
" તે હર્ષ જાતાં અરધું મરે છે. ૮૩

" રીસાળ ધીમે ઉર એ થતું'તું,
કઠોરતા બાળકે સાથ આવી;
" રમાડતો બાળકને કદી તો
" તેમાંય કૈં ક્રૂર જ ભાસતું'તું. ૮૪

" એ બાપડાં બાળકનાં મુખોને,
" બાલાં બિચારી શકતી ન જોઇ;
" તેણે મને આમ રડી કહ્યું'તું—
" 'એ દૃશ્ય જોઇ મરતી જળી હું.' ' ૮૫

અહીં સુધી કહી પાછો ડોસો એ અટકયો જરા,
બાગનાં વૃક્ષની સામે જોઇ શાન્ત વધો ફરીઃ— ૮૬

" અહીં મધ્યાહ્નને આ જગત સઘળું ગાઢ સુખમાં
" દિસે લેતું ઝોકાં, સહુ ગમ બધું શાન્ત સરખું
" દિસે છે અત્યારે જગત પર આરામની ઘડી,
" અને ના સૂતું તે રમણીય બધું હર્ષમય છે. ૮૭

" અહીં જન્તુટોળાં ગણ ગણ ઉડે વૃક્ષવિટપે,
" બધાં એ શાન્તિથી મધુર સુરીલો મેળ રચતાં;

"અરે! ત્યારે કાં આ ગમગીન રહે વૃદ્ધ નયનો?
"ઘટે ના આ દેવાં રુદન કરવા આપણ ઉરે. ૮૮

"ઘટે વ્હોરી લેવી નહિ જ નબળાઇ જન તણી
"ગયાં સ્વર્ગે તેનાં દરદ બહુ જૂનાં સ્મરી સ્મરી;
"મરેલાંનાં સત્યો મરણ સુધી ના ના મળી શકે,
"અને રાહા જોવી વધુ પણ કશું ના થઈ શકે. ૮૯

"પ્રભુના આરામો ઉપર નયનો બન્ધ કરતાં
"ઘટે ન્હાની વાતો ઉપર નવ આંસુ ટપકવાં;
"અહીં ઘોળી કાંઇ દુઃખમય વિચારો હૃદયમાં
"અરેરે! શાને કૈં દખલ કરવી આ કુદરતે? ૯૦

"અંજલી ગમગીનીની સદાએ અરપ્યા થકી
"પ્રભુની પામવા પ્રીતિ બિન્દુ હર્ષ તણું વધુ." ૯૧

એ બોલ એ વૃદ્ધ મુખે ગભીરી
કૈં શાન્તિ, કૈં હર્ષ સ્ફુરાવતા'તા;
એવું હતું કૈં નરમાશવાળું
ગ્હેરા મહીં એ વિલાસી રહેલું. ૯૨

ભૂલી ઘડી વાત ગયો જ હું એ,
કૈં વાત બીજી જ કરી ઘડીક;
એ વૃદ્ધ મ્હોંને નિરખી રહેતાં
તૃપ્તિ નવી કૈં ઉર પામતું આ. ૯૩

એ બાઈની વાત પરંતુ તુર્ત
જાગી ઉઠી આ ઉરમાં ફરીથી;
સ્નેહી તણી વાત ન હોય જાણે
તેવો થયો હું સુણવા અધીરો. ૯૪

વિનંતી મેં કરી તેથી ડોસાએ સ્મિત મિષ્ટથી
રામનું નામ લેઇને વાત તૂર્ત શરૂ કરી:— ૯૫

"એવી રીતે આ દિવસો સુધી એ
"બાલાં હતી શાન્તિ મહીં રહી જ્યાં,
"તે આ ગૃહે તે સમયે ફરીથી
"હું દૂર દેશો થકી આવતો'તો ૯૬

"આ વૃક્ષને દૂર થકી નિહાળી
"આનન્દ ના આ ઉરમાં સમાતો;
"ઉતાવળે મેં પગલાં ભરીને
"ધીમે લઈ આ ખડકી ઉઘાડી. ૯૭

"પરન્તુ એ બ્હેન કને ઉભો ' તો
"એ તો રહી ચૂપજ જોઈ હુંને!
"મ્હોં ફેરવી દેઇ પછી નિમાણું
"રોઇ પડી બાપડી એ અરેરે! ૯૮

"બેસી ગઇ એ મુજ પાદ પાસે,
"શું આ થતું'તું, સમજ્યો નહીં હું;
"ઉઠી પછી આખર નામ મારૂં
"કેવું કંઇ બોલી હતી અધૂરૂં. ૯૯

' જાણે હતાં એ ઉરમાં હજારો
"દર્દો ભરેલાં ન સહાય એવાં;
' જાણે હતું કોઇ ન પાસ એને
"એવાં દુ:ખોમાં કંઇ વાત કહેવા. ૧૦૦

"એ નેત્રનો સ્નેહ દુ:ખે જળેલો,
"ખ્હાડો સમી આફતથી ગળેલો,

"એ દૃષ્ટિ સાથે મુજ કાળજામાં
"ચોંટી જતો'તો તણખા સમો કૈં. ૧૦૧

"હૈયા મહીં કૈં ડુસકાં ભર્યાં'તાં,
"ઘડીક તો બોલી શકી ન એ કૈં;
"દેઇ શકયો હું પણ ના દિલાસો,
"મનેય ના ભાન રહ્યું કશું એ. ૧૦૨

"એનો પતિ કયાંહીં હતો દીઠો મેં ?
"એવું મને આખર સ્પષ્ટ પૂછ્યું !
"આશ્ચર્ય ને બીક મહીં ગળ્યો હું,
"શક્તિ હતી ઉત્તર આપવા ના. ૧૦૩

"કિન્તુ પછી સ્પષ્ટ વિશેષ બોલી,
"કે એ હતો ન્હાસી ગયેલ કયાં એ;
"તેને ન બે માસ હતા થયેલા,
"સૂનું થયું આ ગૃહ ત્યારથી છે. ૧૦૪

"રોતાં દિનો બે દુઃખમાં ગયા, ને
"ત્રીજે પ્રભાતે હજુ ઉઠતી'તી;
"ત્યાં કોથળી એક કને જ દીઠી,
"જાણે ધરી એ જ ગયેલ હોય ! ૧૦૫

"એ ઉઠતાં વેંત જ હાથ આવી,
"જેમાં હતું કાંઇ સુવર્ણ રાખ્યું;
"એ કોથળી લેઇ મને બતાવી,
"બાલાં ફરી રોઈ અને કહ્યું આઃ— ૧૦૬

"'એ જોઇને ધ્રૂજ મને વછૂટી,
"'સાચું જ મારા ઉરમાં વસ્યું કૈં;

"'સન્ધ્યા સુધી તોપણ હું અધીરી
"'રહી અને એજ સુણ્યું પછી મેં. ૧૦૭

"'કહી ગયા'તા મુજને કહેવા
"'તે કોઇએ આવી મને કહ્યું, કે
"'જ્યાં થાય છે કાબુલમાં લડાઈ,
"'ત્યાં એ નવા લશ્કર સાથ ચાલ્યા. ૧૦૮

"'છેલ્લીય મારી પણ ભેટ લેવા
"'કઠિન હૈયું ન કરી શક્યા એ;
"'મને ગયા એમ જ એ ત્યજીને,
"'કાંઈ પછી ના ખબરે મળ્યા છે. ૧૦૯

"'એને હશે બીક ઉરે અરેરે!
"'કે હુંય લેઇ મુજ બાળકોને,
"'એની સહે ઉજ્જ કરી જઇને,
"'પ્હાડો મહીં ક્યાંહીં મરી જઇશ.' ૧૧૦

"કહ્યું મને અશ્રુ ભરી ભરી સૌ
"ને અશ્રુ માંહીં જ રહી વિરામી;
"ચીરા બધા એ ઉરના નિહાળી
"ત્રોફાઈ મારૂં ઉર આ જતું'તું. ૧૧૧

"હું તો ન નેત્રે ઉંચકી શક્યો આ,
"દાબ્યાં હતાં અશ્રુ કઠોર યત્ને;
"કિન્તુ પછી શાન્ત થયો સુણીને
"આશાની વાતો કંઇ એ જ મ્હોંથી. ૧૧૨

"થોડી જ વેળા મહીં ત્યાં વધારે
"વિચાર આશામય કૈં ઉઠયા'તા;

" શ્રદ્ધાળુ બાઇ ચઢી એ વિચારે
" હર્ષાશ્રુમાં ડૂબતી દિસતી'તી. ૧૧૩

" જુદાં પડ્યાં તુર્ત અમે પછી તો,
" એ તો રહી ત્યાં ગૃહકાર્યમાં કૈં;
" મને હજુ પૂર્ણ જ સાંભરે છે,
" આવી હતી વાડ સુધી અહીં એ. ૧૧૪

" ને હું જતાં દૂર ફરી પુકારી
" આનન્દથી આશિષ આપતી'તી;
" કેવી થઇ'તી સુખણી ફરી એ
" જ્યારે બની એ જલપૂર્ણ નેત્રે ! ૧૧૫

" વસન્તના એ દિવસો હતા, ને
" હું તો ગયો દૂર ફરી ભમંતો;
" છાયા મહીં ને તડકા મહીં એ
" કૈં એકલા આ પગ ચાલતા'તા. ૧૧૬

" ક્યારે થતાં'તાં ઝરણાં સખાઓ,
" ક્યાં ઝાંઝવાંઓ પણ અર્પતાં'તાં;
" મારા વિચારો સુખ કે દુઃખોમાં
" પ્રસંગ સાથે ફરતા હતા કૈં. ૧૧૭

" જ્યારે થયાં પૂર્ણ દુકાળયુદ્ધો,
" જ્યારે નવા મેઘ ચઢ્યા અકાશે,
" ત્યારે ફરી આ ગૃહની ભણી હું
" કૈં માસે વિત્યા પછી આવતો'તો. ૧૧૮

" નીલાં હતાં ઘાસ નવાં જ ફૂટયાં,
" તાજાં બની કૈં ઝરણાં કૂદંતાં;

" ગાતી હતી વાંસળીઓ ફરીથી,
" આશ્ચર્ય જેવી દુનિયા બની'તી. ૧૧૯

" દ્વારે ઉભી અંદર મેં નિહાળ્યું,
" બાલાં હતી ના ગૃહમાં જણાયું;
" ત્યારે હતો પત્થર બાગનો આ,
" બેઠો તહીં રાહ નિહાળતો હું. ૧૨૦

" ગુચ્છા ફુલોના લટકી રહ્યા'તા,
" લતા હતી વૃક્ષ પરે ચડેલી;
" કિન્તુ બધા ચોક પરે અહીં ત્યાં
" કુતેલી ને દર્ભ હતાં ઉગેલાં. ૧૨૧

" એ સ્વચ્છતા ખોઈ હતી બગીચે,
" સૂકેલ પર્ણો વિખરી પડયાં'તાં;
" ત્યાં ડોકિયાં કાંકિડીઓ કરીને
" આનન્દથી ચોગમ દોડતી'તી. ૧૨૨

" હોલો સુખે ઘૂઘવતો હતો ત્યાં
" માળો કરી એ નળિયાં મહીંથી;
" જે પુષ્પ સંભાળથી ઉગતાં, તે
" ઢળ્યાં હતાં સૌ કરમાઈ નીચે. ૧૨૩

" ઘેટાં તણી ઊન કમાડ પાસે
" ચોંટી રહી'તી વળી ઊડતી'તી;
" ત્યાં છેક એ ઊમર પાસ બેસી
" લેતાં વિસામો નકી રાત્રીએ તે. ૧૨૪

" બાલાંનું એ બાળક ઓરડીમાં
" રોતું હતું ચીસ કરી ફરીને;

"વાયુ સમું બૂમ કરી બિચારૂં
"પોતાની મેળે થઈ શાન્ત સૂતું. ૧૨

"બેઠો ઘડી ને ફરતો ઘડી હું,
"ઉદાસ કિન્તુ સહુ ભાસતું'તું;
"ગમી તણી છાય હજાર હૈયે
"છાઈ અને યત્નથી ના જતી'તી. ૧૨

"મારો તહીં કોઇ પિછાનવાળો
"મારી કને આવી ઘડીક ઉભો;
"બાલાં તણી વાત કરી કહ્યું, કે
"એ તો હવે કૈં રઝળ્યા કરે છે. ૧૨

"ઉદાસ ચિન્તામય કાળજાથી
"કલાક બે ચાર તહીં જ બેઠો;
"સન્ધ્યાં ઢળી, રાત્રિ પડી છતાં એ
"બાલાં તણાં ના પગલાં સુણ્યાં મેં. ૧૨

"અંધાર જ્યારે સહુ પાસ વ્યાપ્યો,
"અન્તે દીઠી આવતી બાઇને મેં;
"રે રે! ફર્યું એ મુખડું હતું કૈં
"ને એ હતાં ગાત્ર સુકેલ સર્વે. ૧[illegible]

"જોઇ મને તુર્ત જ પાસ આવી,
"'લાગી મને દ્વાર ઉઘાડી કહેવાઃ—
"'રોકાઇ રહેવું તુજને પડ્યું, કૈં
"'રે ભાઇ! તે તું કરજે ક્ષમા હો! ૧[illegible]

"'પરન્તુ હું તો બહુએ દિનોથી
"'અહીં તહીં કૈં ભટક્યા કરૂં છું,

"'ને એટલું તો સમજું છું, કે
"'શોધું સદા તે નહિ લાધવાનું.' ૧૩૧

"મારી કને વાળુ પછી બિછાવી
"અશ્રુ બળે સર્વ ગળી કહ્યું, કે—
"'હું દૂરનાં ખેતરમાં ભમું છું,
"'પાછી ફરૂં તે પ્રભુની કૃપા છે. ૧૩૨

"'આ મ્હોં પરે જોઈ રહ્યો દુઃખે તું;
"'ખરે જ છે કારણ દૃષ્ટિને એ;
"'મારૂં ગયું છે બદલાઈ હૈયું
"'ભમી બધો કાળ ગુમાવતાં આ. ૧૩૩

"'આ બાપડા બાળકને અરેરે!
"'રોઇ હશે મેં નુકશાન કીધું;
"'બેભાનને માફ પ્રભુ કરે છે,
"'મારોય છે દોષ નહીં બહુ તો. ૧૩૪

"'રોતાં સૂઉં ને રડતાં ઉઠું છું,
"'તે આ પશુડું નિરખી રહે છે;
"'આ તો વહે અશ્રુ સદાય જાણે
"'હું ના બની અન્ય શરીર જેવી. ૧૩૫

"'લાગે મને હું ન મરીશ કો દી,
"'જીવીશ તો હું પ્રભુ પાસ માગી
જે જોઉં તે જોઇ બધુંય ર્‌હેવા
"'છાતી હવે વજ્રની પામવાને. ૧૩૬

× × ×

"સાહેબ. એને નિરખો તમે તો
"જાણું નકી ભૂલી કદી ન જાશો;

"એ વાત આજેય તરી નિગાહે
"ભાલા સમી ખૂંચી રહે મને તો. ૧૩

"મ્હારી દિસે વાત બહુ જ લાંબી,
"થાક્યા હશો એ સુણતાં કદાચ;
"એ બાઇ કિન્તુ બહુ વાર મારા
"હૈયા મહીં ભૂત સમી ઉઠે છે. ૧૩

"એની ભલાઇ વિસરી શકું ના,
"રોતાંય કો દી અટકી શકું ના;
"ઓચિન્તી એ બ્હેન સદાય હૈયે
"સ્વપ્ન સમી આવી રડ્યા કરે છે. ૧૩

"હા! જોઈ જો એ મુખને શકો, તો
"પછી તમે ના હસશો કદીએ;
"એ નેત્ર તો નિત્ય ઢળેલ રહેતાં
"સૂકેલ કે અશ્રુ થકી ભરેલાં. ૧૪

"અને મને પીરસતી હતી એ,
"ત્યારેય જોતી મુજ મ્હોં ભણી ના;
"કૈં પૂછતાં ઉત્તર આપતી, તો
"કેવો દુઃખી દાહભર્યો અવાજ! ૧૪

"રૂંધાયલું ચિત્ત બધું હતું એ
"કો એક અશ્રુમય તાન માંહી
"આ વિશ્વના બાહ્ય પદાર્થ સર્વ
"જેને દિસે સુસ્ત સ્મશાન જેવા. ૧૪

"નિઃશ્વાસ એ નાંખતી'તી બિચારી
"કિન્તુ દિસે ના ઉરની ગતિ એ;

"નિઃશ્વાસ કો સાંભળતો હતો, તો
"ના જાણતો કેમ કહીંથી આવ્યો! ૧૪૩

× × ×

"પ્રભાત કાળે મુજ ડાંગ લેઈ
"બાલાં તણી માગી રજા, અને મેં
"એ બાપડા બાળકને ઉપાડી
"ચુંબી લીધી એક કપાલ માથે. ૧૪૪

"બાલાં બિચારી નિરખી રહી એ
"ને નેત્રમાં નીર ભરાઇ આવ્યાં;
"બોલ્યા સમું બાલકને કંઇક
"મેં આપતાં બિન્દુ ખરી પડ્યાં એ. ૧૪૫

"આશિષ એને દઇને જતો'તો,
"આભારમાં એ શિર કૈં નમ્યું'તું;
"આશાય દેવા હજુ હું ઉભો'તો,
"તેને હતી જે ઉપયોગની ના. ૧૪૬

× × ×

"પાછો ફર્યો હું ગૃહની ભણી આ
"થોડા દિનો આંહી તહીં ભમીને;
"ના જાણતી કૈં જ વધુ હતી એ,
"હતી છતાં શોધ મહીં ભમન્તી. ૧૪૭

"ક્યાંએ હશે એ જીવતો હજી તો,
"ના જાણતી કે જીવતો હજી એ;
"એ જો હશે ક્યાંય મરી ગયેલો;
"ના જાણતી કે ગુજરી ગયો છે. ૧૪૮

"એ પૂર અશ્રુ તણું ખાળતાં તો
"જેવી હતી તેવી જ ભાસતી એ;
"જોઇ છતાં એ ગૃહને ન હું કાં
"જાણી શકું પૂર્ણ જ ફેરફાર? ૧૫૦

"વાડી તણું જંગલ એ બન્યું'તું
"હ્વાડેય મેઢાં ચરતાં હતાં ત્યાં;
"ત્યાં દિવસે ઘૂવડ શાન્ત બેસી
"એ અન્ધ નેત્રો ચમકાવતું'તું. ૧૫૧

"દૌર્બલ્યની એ ગૃહમાં નિશાની
"ગઇ હતી સૌ પથરાઈ જ્યાં ત્યાં;
"વ્યવસ્થ કાંઇ જ રહ્યું હતું ના,
"ને છો બધી ઊંદર ખોદતા'તા. ૧૫૨

"એનો પતિ ડાંગ ખૂણા મહીં જે
"જ્યાં રાખતો ત્યાં જ હતી પડેલી;
"જે ખીંટીએ પાઘડી ટાંગતો તે
"ટાંગાયલી ત્યાં જ હતી રહેલી. ૧૫૩

"શીખ્યું હતું બાલક મા કનેથી
"નિશ્વાસ લેવા રમતાં સૂતાં વા;
"એનાં હતાં અંગ ગળેલ સર્વે
"ને દી બધો એ કરતું રડયા કે. ૧૫૪

"એને શિરે હસ્ત ધરી વદી એ—
"'આશા મને બાલકની નથી આ;
"'એના પિતાને નિરખી શકે એ—
"'એવું પ્રભુએ નિરમ્યું દિસે ના. ૧૫૫

"'એ કાજ હુંએ જીવવા ન ઇચ્છું,
"'નસીબ સૌનું સહુ સાથ બાપુ!
"'હું તો હવે ભાઇ મરી જઇશ
"'થોડા દિનોમાંઃ સુખી એ વિચારે. ૧૫૬

"'આનો વડો ભાઇ પટેલ પાસે
"'વાડી મહીં નોકરીએ રહ્યો છે;
"'દાદા દયા એ પર પૂર્ણ રાખે,
"'આનુંય કૈં એમ થઇ રહેશે. ૧૫૭

"'માતા વિના ઉછરતું બિચારૂં
"'રોવાજ જે જીવ ધરી રહે છે;
"'એવુંય આ કાજ હશે લખેલું
"'વાતો વધુ તો પ્રભુ જાણનારો.' ૧૫૮

× × ×

' વર્ષાઋતુમાં ફરી આ ગૃહે હું
' આવ્યો હતોઃ છેલ્લી જ વાર એ તો;
"ભીની હતી છો, નળિયાં હતાં ના,
"તૂટી પડી થાંભલીઓ હતી કૈં. ૧૫૯

"સ્વર્ગે ગયું બાલક એ હતું, ને
"બાલાં મને આમ કહી રહી' તી,—
"'એ તો ગયું, હું સુખણી થઇ છું,
"હવે મને ના પરવા કશાની. ૧૬૦

"'એનીય શોધે ન હવે જતી હું
"'કો દી છતાં આ મન ના રહે છે,
"'કોશો ઘણા કો દી ભમી વળું છું,
"'ને મોતની રાહ સદાય જોતી.' ૧૬૧

“ કહી કહી કૈં અટકી જતી એ,
“ ઘેલાં દૃગો સજ્જડ ચોટી રહેતાં;
“ એ જોઇને હું ડરતો હતો કૈં
“ ને અશ્રુ ખાળ્યાં ય રહી શક્યાં ના. ૧૬૨

“ તેણે કહ્યું આમ હસી લૂખું કૈં,
“ છેલ્લા જ એ શબ્દ સુણ્યા હતા મેં:—
“ ‘ તું ભાઇ ! જે કૈં સમજી ડરે છે,
“ ‘ તેમાં જ મારી સહુ આશ હાવાં ૧૬૩

“ ‘ ઘેલાં થઈને દુખિયાં મરે છે,
“ ‘ ઘેલાઇને મોત દવા પ્રભુની;
“ ‘ હવે ફરી આપણ ભેટશું ના,
“ ‘ હાવાં સુણું મૃત્યુ તણા અવાજ.’ ૧૬૪

× × ×

“ એ તો બિચારી દશ વર્ષ આમ
“ ઝૂરી અહો ! એ દશ વર્ષ પૂરાં;
“ કેવા હશે એ ભડકા દુઃખોના !
“ તોબા પ્રભુ ! એની કળાજ ન્યારી ! ૧૬૫

“ રડી રડી ઘેલી સમી ભમન્તી
“ ઝલાઈ અન્તે શરદી વતી એ;
“ છેલ્લી હતી આ ગૃહની નિશાની
“ તે એ ઋતુમાં પ્રભુ પાસ ચાલી. ૧૬૬

“ એનો પતિ જ્યારથી ન્હાસી ચાલ્યો
“ સમારવું આ ગૃહ જાણતું ના;
“ અને અહીં ધૂલ મહીં ભળી તે
“ આજે જુઓ તેમ પડી રહ્યું છે.” ૧૬૭

× × ×

મારાં થયાં ગળગળાં નયનો, કહ્યું મેં,
"ચાલો ગૃહે મુજ અને તહીં શાન્તિમાં ર્‌હો."
તેણે કહ્યું, "શ્રમ હવે ઉતરી ગયો છે,
"આ ડાંગ લેઇ ફરી ચાલીશ હું અગાડી. ૧૬૮

"બહુ વર્ષો ભમી કાઢ્યાં, હવે ટેવ ફરે નહીં;
"સુખી ર્‌હેજો," કહી એ તો અગાડી ચાલતો થયો ! ૧૬૯

અત્યારે એ મુખ નયનની આગળે એ તરે છે,
ઓહો ! કેવું દુઃખમય છતાં શાન્તિમાં વાસ એનો !
રે ! અત્યારે પગ ડગુ ડગુ ચાલતા એ હશે શું !
કે કૈલાસે પ્રભુપદ કને શાન્તિમાં મ્હાલતા શું ! ૧૭૦

જ્યાં હો ત્યાં હો પણ સુખી હશે શાન્ત આત્મા નકી એ,
જ્યાં હો ત્યાં હો પણ હૃદય કૈં બોધ દેતું હશે એ;
શ્રીમાનોને ગરીબ દિલની વારતા શીખવીને,
જ્યાં હો ત્યાં હો પણ પ્રભુ કને દોરતું કૈં હશે એ. ૧૭૧

(કેકારવ)

બોટાદકર

## શરન્મેઘ

શિખરિણી

ઘણો વર્ષી વર્ષી સર સરિત સંપૂરિત કરી,
કુવા નાના મોટા વિમળ જળથી સત્વર ભરી;
બળેલા ભાનુથી દ્રુમ સકળને પલ્લવ દઇ,
ક્ષિતિને સંતોષી વિવિધ વધતો વૈભવ દઇ.

અરે ! આજે ખાલી શરદઘન ! તું હા ! થઇ ગયો !
રહ્યું સૌ આપીને ધવલતર કાંતિ ધરી રહ્યો !
ભરેલું ના પેલું સજળ તન તારૂં કંઇ દીસે,
કલાપી કેકાથી તુજ ભણી નિહાળી નવ હસે.

નહિ ચંચૂ સામે તૃષિત બનીને ચાતક ધરે,
મલ્હારો મીઠાથી સુયશ જન એકે ન ઉચરે;
ભલે તું આકાશે ઉદિત રવિ ઢાંકી નવ શકે,
ભલે વારિધારા અનવરત નાંખી નવ શકે.

તડિત્તેજે સે'જે જગત ચમકાવી નવ શકે,
ભલે ગાજી ગાજી હરિશિર ભ્રમાવી નવ શકે;
તથાપિ જે કીધું સમય પર તે સ્વલ્પ ન દીસે,
કર્યું તારૂં વા'લા ! અવર જગમાં કોણ કરશે ?

ધરિત્રીને ઢાંકી તૃણ, સલિલને ધાન્યઢગલે,
કરે યત્નો કોટિ પણ મનુજને તે નવ મળે;
કૃતિ એ સૌ તારી કદી ન તનુધારી વીસરશે,
નવોત્સાહે ગાશે પ્રમદદિન દીપોત્સવમિષે.

ભલે છોડી શોભા પરહૃદય પીડા પરહરી,
મહા મોંઘું વા'લું જીવન જગને અર્પણ કરી;
ભલે પીવા માટે પળી ન પણ પાસે જળ રહ્યું,
ભલે ગાજ્યા કેરૂં જરઠ તનમાં ના બળ રહ્યું.

અહો ! આપી આપી પળવિપળ આપી અવનવું,
વિના માગ્યું હોંશે દઇ જગતને રિક્ત બનવું;
સુકર્મો સંભારી પછી હૃદયમાં રંજિત થવું,
નહિ નિર્ભાગીની નિયતિ મહીં એવું નિરખવું.

વસી ખૂણે ખાતા મનુજ નજરે પુષ્કળ પડે,
અને વે'ંચી ખાતા પણ બહુ વિવેકી જન જડે;
પરંતુ કૈં રાખ્યા વગર નિજ સંચ્યું જગને,
સમર્પી સંતોષે વસવું વિરલાથી પ્રિય બને.

કદી દેતાં જેને નિજ પર તણો ભેદ ન હતો,
ભલા ને ભુંડામાં સમ હૃદય રાખી વરસતો;
સુખી તે બીજાને નિરખી સુખ પામે કયમ નહિ ?
ધરે ધોળી કાંતિ કયમ ન જગને મસ્તક રહી ?

(કલ્લોલિની)

ખબરદાર

૧

## પુરોહિતની રાજભક્તિ

અનુષ્ટુપ

"રાજપુત્ર હું છું ત્યાં શો યુદ્ધનો ભય રાખવો;
ભ્રાતા! અસ્ત્ર ચલાવીને રણપાંડિત્ય દાખવો!" ૧

વસંતોપેંદ્ર

પ્રતાપને શુક્ત સુસંપ ધારે,
રાણા ઉદેસિંહ તણા સુત એઉ શૂરાઃ
દુર્યોગ એક દિન તે પ્રિય વીર પૂરા
ચઢ્યા વિવાદે મૃગયા વિહારે. ૨

મંદાક્રાંતા

તાપે ઊંડું વન બહુ તપે, અગ્નિ જ્વાલા છવાતી,
અશ્વો સર્વે ફિણફિણ થતા ત્યાં સહે ભૂમિ તાતી;
આઘે પક્ષી સભય ઉડતાં ઊંડી છાંયે ભરાય,
ને સ્હેજે ત્યાં ઉભય કુંવરો વાદમાં કંઈ તણાય. ૩

અનુષ્ટુપ

પ્રસ્તાવ ત્યાં પ્રતાપે તો દ્વંદ્વયુદ્ધ તણો કીધોઃ
શુક્તે તે શૂર શબ્દોથી ઉત્તર ભ્રાતને દીધો. ૪

દ્વંદ્વયુદ્ધે પડે બન્ને, શસ્ત્ર સૌ ચમકી રહે;
વીર હાકે ધરા ધ્રુજે, સાથીઓ નિરખી રહે. ૫

શાલિની મંદા

દેહે દેહે ઝેર વ્યાપી ગયું છે,
રોમે રોમે શૌર્ય ઘૂમી રહ્યું છે,
ભ્રાતા ભ્રાતા સ્નેહ સંબંધ ભૂલેઃ
શસ્ત્રે શસ્ત્રો, નભ ચમકતાં, આથડી હસ્ત ઝૂલે ! ૬

મંદાધરા

કૂદી કૂદી, ઉછળી ઉછળી, સિંહશું રંગ રાખે,
રાતા તાતા ઉભય કુંવરો યુદ્ધ નૈપુણ્ય દાખે;
ઉભા ઉભા અવર જન સૌ ધ્રુજતા મીટ માંડે;
. ધ્રુજે ઊભેલાં, અનિલ ધ્રુધવતો ઘોર ત્યાં ઘોષ પાડે. ૭

ઉંચા વ્યોમે નહિ નહિ કદી યુદ્ધ કો જોયું એવું,
ઘેરૂં ઘેરૂં નહિ જ અનિલે ગીત કો ગાયું તેવું;
પાષાણોમાં, વન વન વિશે, ઘોષ એવા ન ઘૂમ્યા,
જે મેવાડના શા ઉભય વીર લડે, અંધ ક્રોધે ઝઝૂમ્યા ! ૮

અનુષ્ટુપ

મેવાડ રત્ન શું ખોશે, સ્નેહ મંત્રોજ શેં સર્યા ?
સૂર્ય ને ચંદ્રના જેવા રાજપુત્રો પ્રભા ભર્યા ! ૯

ક્રોધ છે સ્નેહનો વૈરી, અગ્નિમાં બધું બાળતોઃ
નરકસાથી એ ક્રોધ પ્રજળે ને પ્રજાળતો. ૧૦

દ્રુતવિલંબિત

નર્થો નથી હઠતા કુંવરો જરા,
ઉભય યુદ્ધકલા મહિં છે પૂરા;
કુલપુરોહિત આવી જુએ તહિં,
સકલ નાશ થતું દિસતું જહિં. ૧૧

સ્થિતિ વિચિત્ર જણાય વિલોકતાં,
યુગલ તે અટકે નહિં રોકતાં;
ઉભયને અતિ તીવ્રજ આર્જવે
શમન કાજ પુરોહિત વિનવે. ૧૨

સફળ યત્ન જરાય જણાય ના,
વિકૃત બુદ્ધિથી કાંઇ સુણાય નાઃ
કુલપુરોહિત દીન વિમાસતો,
હૃદયના સમજે વિધિપાશ તો. ૧૩

ઉભય બંધુવિરોધથકી આ સમે
જીવન નિશ્ચય એકનું આથમે;
ઉભય વા કદિ નાશજ પામશેઃ
અરરર! આ ભૂમિનું પછી શું થશે! ૧૪

અનુષ્ટુપ

તપતું ત્યાં મહાતાપે દિસેછે વન આ વધું!
લાગે છે ધૂમતું હૈયું, વન ન વિશ્વતો બધું! ૧૫

મંદાક્રાન્તા

રાતા તાતા ઉભય કુંવરો યુદ્ધથી ના જ ખાંચે,
ઊભા ઊભા અવર જન સૌ ધ્રૂજતા શાંતિ જાચેઃ
એવે આવી યુગલ વચમાં તે પુરોહિત ઊભે,
ભોંકીને તે કટારી ઝટ વિજ ઉરમાં ત્યાં પડી રક્ત ડૂબે! ૧૬

અનુષ્ટુપ

લડતા કુંવરો મધ્યે વિપ્રનો દેહ તર્ફડે:
ભૂલીને યુદ્ધ પોતાનું શુશ્રૂષા કરવા પડે! ૧૭

પ્રાણશૂન્ય પડ્યો દેહ વિપ્રનો પળમાં તહિં:
શુશ્રૂષા ત્યાં કરે કોની? અરેરે! સમજ્યા નહીં! ૧૮

મંદાક્રાંતા

રે કેવી આ ઉર જગવતી ભૈરવી રાજભક્તિ!
આહા કેવી પ્રબળ સ્ફુરતી એ મહા પ્રાણશક્તિ!
કેવો ઊંડો, અડગ, વિરલો, ભવ્ય આ દેશપ્રેમ!
એ આત્મા, એ ગહન પ્રતિમા, લેશ ભૂલાય કેમ? ૧૯

છે મેવાડે રુધિર વિરલું ભૂમિમાં વીર કેરૂં,
પાષાણોમાં, કુહર કુહરે, ઊછળે તે અનેરૂં:,
રાજસ્નેહે રુધિર નિજ દૈ, હા પુરોહિત સૂએ!
ઊંડા તેના હૃદય પડઘા ત્યાં ઘૂમે છે હજૂયે! ૨૦

અનુષ્ટુપ

શોકાશ્ચર્યે ઊભા બન્ને વીર શુક્ત પ્રતાપ ત્યાં,
ઢળતા ભાનુના રશ્મિ ભૂલાવે ઉરતાપ ત્યાં. ૨૧

થતાં પ્રતાપની સંજ્ઞા, શુક્ત તે ભૂમિ ત્યાગતો:
પ્રતાપ પ્રાણ નિદ્રાથી પ્રતિજ્ઞામય જાગતો. ૨૨

દ્રુતવિલંબિત

ગહન શાંતિ વને પ્રસરી રહે,
ગગન રક્ત પ્રભા ક્ષિતિજે ગ્રહે;
કવચિત કોઈક અશ્વ ખુંખારતો,
વન અગાધ પ્રતિધ્વનિ ધારતો. ૨૩

## ૨

## અર્પણ

હરિગીત

જે હૃદય પ્રતિ નસનસ બધી ધસતી દિસે આ દેહની,
જે સિન્ધુ પ્રતિ સરિતા બધી રૂહે દોડતી અમ સ્નેહની,
તે નસ અને સરિતા અહિં એકજ પ્રવાહે સહુ મળો,
ઓ માત ભારત! તુજ વિષે તે પુણ્ય ભાવે જઈ ભળો! ૧

મુજ ગાન ગાયાં સર્વ તે આં એક ગાને જો શમે,
જ્યમ લક્ષ તારકતેજ તો રવિતેમજમાં જઈ આથમે.
ગાયાં ન ગાયાં ગાન તે પણ સર્વ ત્હારાં છે તદા,
ઓ માત ભારત! તુજ ચરણને સ્પર્શ તે ખીલો સદા! ૨

મુજ મિષ્ટ મોંઘાં સ્વપ્ન તે ક્યમ અબળ વાણીમાં ભરૂં,
તુજ લાખઝરણી કીર્તિ તે ક્યમ એક જીભે ઉચ્ચરૂં?
મુજ ગાનજીવન તેમ જીવનગાન તુજ ચરણે ધરૂં:
અર્પણ બધું તુજનેજ તો અર્પણ અવરને શું કરૂં? ૩

‘ મજનુ ’

## સ્વ. ગોખલેજીને સંબોધન

ઝૂલણા છંદ

આજ આકાશના ઘુમટમાં સ્વર્ગથી
કો મહાત્માની મહા જ્યોત ભાસે;
આજ અમ મન્દિરે કો ફિરસ્તા તણી
વીજવર્ણી પ્રભા કંઈ પ્રકાશે. આજ૦

આજ એ હિન્દના દેવસમ તનુજ ! તુજ
જીવન સંદેશ સંજીવન કરવા
હિન્દમાતા તણાં બાળ ભેળાં મળ્યાં,
નિજ હૃદય માંહિ એ જ્યોત ભરવા. આજ૦

કર્મના યોગનો મંત્ર કુરુક્ષેત્રમાં
પુનિત ગોપાલ મુખથી ગવાયો,
સતત નિષ્કામ સેવા પ્રતિજ્ઞા તણો
આત્મ આકાશ પટમાં છવાયો. આજ૦

તે ય ગોપાલ એ નાદ જાગ્રત કરી
        હિન્દ-સેવક તણો ભેખ લીધો
જીવનના જીવનને, પ્રાણને, આત્મને,
        હિન્દના ચરણમાં અર્પી દીધો. આજ૦

એ મહામંત્ર અમ જીવનમાં જીરવવા,
        એ પ્રતિજ્ઞા ફરી યાદ કરવા,
હિન્દના હૃદય-સ્વાતન્ત્ર્યના મંદિરે
        પુનઃ વળવા ત્હને સાદ કરવા. આજ૦

નવલ યુગની મહા જ્યોતિનાં કિરણમાં,
        અમ હૃદયમાં નવા રાગ જાગે;
અશ્રુ—અંજલિ ભરી, વીરપૂજન કરી,
        હિન્દના બાલ તુજ પાય લાગે. આજ૦

। હ. શેઠ

## ભવાટવિ

પન્થ ભમું દિનરાત રે,

કોઇ સન્ત બતાવો જી વાટઃ

રજ વળી આથમે એવી ન્હોતી મ્હારી મૂળ ભોમ;

અખંડ ઝગે જહીં જેનાં તેજ ઢળે વિંધી વ્યોમઃ

કોઇ સન્ત બતાવો એ વાટઃ ભૂલી૦

ને ઉન્હે વાયરે થાય ઘર ઘરના દીપ ગૂલ;

એવાં અહીંના વ્હેંતિયાં, મારે મુલક અમરોનાં કુળઃ

કોઇ સન્ત બતાવો એ વાટઃ ભૂલી૦

અધરે ખીલતો ને સન્ધ્યાને કાંઠે વિલાય;

રે સ્નેહને સોણલે મારૂં જીવતર ઝોલાં ખાયઃ

કોઈ સન્ત બતાવો દિવ્ય વાટઃ ભૂલી૦

પગલે પાવક પ્રજળે આંખે ઠર્યો અન્ધકાર;

દેહની પીઠ પડી, વહી ભવરણ કેરો ભારઃ

હવે સન્ત! દોરો સુરવાટઃ ભૂલી૦

# ચંદ્રવદન મહેતા

## 'અર્પણ'

વ્હાલી માતા ! શિશુ સમયમાં બોલતો કાલું કાલું—
ચાંદા પોળી–વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી—
અંકે પોઢી ખલલ કરતો નીંદ હું અર્ધઘેરી.
એવાં મીઠાં સ્મરણ મહિંયે ન્યાળતો એક વ્હાલું
રૂડું આંક્યું મુજ જીવનમાં પોત ત્હારૂં નિરાળું:
ને જાગંતિ સ્મૃતિ મહિં સ્ફુરે કૈંક ત્હારા સુનેરી
સંસ્કારોનાં, મૃદુલ સવિતા ! બીજ ત્હેં નિત્ય વેરી
પાળ્યાં પોષ્યાં ! અરર નગુણો, એ ઋણો કેમ વાળું !

મોંઘી માડી ! જીવન ભરતી ઓટમાં તું જ ઇન્દુ;
ત્હારી આંણે મુજ ઉર ચ્હડે ઊતરે ઊર્મિ સિન્ધુ.
મ્હારે માટે સદય જનની ! આંસુડાં કૈંક સાર્યાં,
મ્હારે માટે સુખ દુઃખ વળી ત્હેં કયાં ના વિસાર્યાં ?
માડી ત્હારૂં સુભગ હસવું કયાંય બીજે ન ભાળું:—
મૂકૂં છું આ ચરણ રજમાં, લે સહી કૃત્ય મ્હારૂં.

('યમલ')

## હરિહર ભટ્ટ

### એક આશા

તું મહા કાવ્ય બનીં વિશ્વ વ્યાપી રહ્યો
　　ત્યહાં વળી કવિતડું શું કરૂં હું ?
અખિલ બ્રહ્માંડ રસરાજ રેલી રહ્યો,
　　રસતણી વાડકી શું ધરૂં હું ?

સૃષ્ટિ શણગારીં અદ્‌ભુત અલંકારથી
　　વાગલંકાર ત્યહાં વ્યર્થ ભાસે;
મોહ નથીં કાવ્યનો, માત્ર જીવી રહ્યો
　　તુજ મહા કાવ્યની એક આશે.

